અર્વાચીન સંજીવિની મહૌષધિ

# પેનીસીલીન

જયંતિલાલ કેશવલાલ ઓઝા, એમ. એસસી.
જીવવિજ્ઞાન વિભાગ, ગૂજરાત કૉલેજ, અમદાવાદ.

ક્ષુદ્ર કે તુચ્છ ગણાતી ફુગ પોતાની વ્યષ્ટિ તરીકેની જીવનપ્રવૃત્તિથી સમષ્ટિનું કેવું કલ્યાણ કરે છે તેનું પેનીસીલીનની શોધ એક જ્વલન્ત ઉદાહરણ છે. 'ફુગનું જીવન' નામના મારા લેખમાં (પ્રકૃતિ પુ. ૧, અં. ૨, પૃ. ૯૬) કેટલીક ફુગ જેને અંગ્રેજીમાં Moulds કહે છે તેનો મેં ઉલ્લેખ કરેલ હતો. અનેક ખાદ્ય પદાર્થો જેવા કે 'બ્રેડ', કોપરૂં, બરણીમાં સંગ્રહી રાખેલાં અથાણાં કે મુરબ્બા, ફળો, ઇત્યાદિ પર કોકવાર સફેદ તંતુઓનો એક સમૂહ ઉગી નીકળેલો જોવામાં આવે છે. શરૂઆતમાં સફેદ દેખાતા આ તંતુસમૂહ પર પાછળથી જૂદા જૂદા રંગની ગોળ દાણા જેવી આકૃતિઓ નજરે પડે છે. રંગ પરથી તેનું વર્ગીકરણ ભૂખરા કે કાળા રંગની ફુગ (Grey or black mould), લીલા રંગની ફુગ (Green Mould), વાદળીરંગની ફુગ (Blue mould), એ પ્રમાણે કરવામાં આવે છે. વર્ષાઋતુમાં ઘણી વખત પાણીથી ભીંજાએલા બુટ પર લીલી તેમજ વાદળી રંગની ફુગ નજરે પડે છે. આ બધી ફુગનાં દર્શન કેવળ ત્રાસદાયક છે અને માનવીને એમની પ્રવૃત્તિ પણ એટલી જ અહિતકર છે. પરંતુ એમની જ સગોત્રી એક લીલા રંગની વિશિષ્ટ ફુગ છે; એનું નામ 'પેનીસીલીઅમ નોટેટમ' (Penicillium notatum). આ ફુગની પ્રવૃત્તિ અદ્‌ભૂત છે. જે ઘન કે પ્રવાહી પોષક પદાર્થ પર તે ઉગે છે તેમાં એક નવીન રાસાયનિક પદાર્થ બહાર કાઢે છે. આ રાસાયનિક પદાર્થ એટલે અમુક રોગજનક જીવાણુ (બેક્ટીરીઆ)નો કટ્ટો શત્રુ. તે પદાર્થનું નામ 'પેનીસીલીન'; અને અત્યારે માનવજાતને પીડી રહેલા કેટલાક ભયંકર અને અસાધ્ય રોગો માટે તે રામબાણ ઔષધ પુરવાર થએલ છે. ફુગની આવી કલ્યાણકારી પ્રવૃત્તિને અંગે માનવજાતને મળેલું પેનીસીલીન આધુનિક સંજીવિની ગણાય છે.

પેનીસીલનની થએલી આકસ્મિક શોધનો ઇતિહાસ ખૂબ જ રસમય છે. સને ૧૯૨૯માં લંડનની સેન્ટ મેરી હૉસ્પીટલના એક ડૉક્ટર, ઍલેક્ઝાન્ડર ફ્લેમીંગ 'સ્ટેફીલોકોક્સ' નામના કીટાણુઓનો અભ્યાસ કરતા હતા. સ્ટેફીલોકોક્સ કીટાણુઓ એટલે એક જાતના ભયંકર રોગજનક બેક્ટીરીઆ જંતુઓ. એમનો ઉદ્દેશ હતો આ કીટાણુઓની જીવનપ્રવૃત્તિનો સૂક્ષ્મ અભ્યાસ કરવાનો અને તે અંગે મળેલ માહિતી ઉપરથી માનવહિતને માટે તે જંતુઓથી થતા અસાધ્ય રોગોના નિવારણ માટે ઉપાયો યોજવાનો. આ હેતુથી તેમણે સ્ટેફીલોકોક્સ જંતુઓને ન્હાની કાચની રકાબીઓ (Petri dishes)માં ઉગાડેલા હતા. દરેક કાચની રકાબીમાં જંતુઓને ઉગાડવા માટે થોડું જંતુપોષક માધ્યમ (Medium) મૂકેલું હતું અને દરેક રકાબી, બહારના બીજા જંતુઓને અંદર દાખલ થતા અટકાવવા માટે, કાચના ઢાંકણથી ઢાંકી

દીધેલી હતી. સ્ટેફીલોકોકસ જંતુઓ તો રહ્યાં અતિ સૂક્ષ્મ એટલે એમના અભ્યાસ માટે તો સૂક્ષ્મદર્શક યંત્રની મદદ લેવી પડે. આ અભ્યાસ દરમિયાન જંતુઓને સૂક્ષ્મદર્શક યંત્ર નીચે જોવા માટે ડૉ. ફ્લેમિંગને રકાબીનું ઢાંકણ વારંવાર ઉઘાડવું અને બંધ કરવું પડતું. હવે દરેક જગ્યાએ આપણી આસપાસની હવામાં બેક્ટીરીઆ અને 'moulds' ગણાય છે તે ફુગના અસંખ્ય જંતુઓ હોય છે. કાચની રકાબીનું ઢાંકણ જો થોડી મીનીટ માટે પણ ઉઘાડું રાખવામાં આવે તો હવામાંના બેક્ટીરીઆ અને ફુગના જંતુઓ રકાબીની અંદરના પોષક પદાર્થ પર બેસે અને થોડા દિવસમાં તો તેની સપાટી પર બેક્ટીરીઆ અને ફુગનો વિકાસ નજરે પડે. ડૉ. ફ્લેમીંગના કાચની રકાબીની અંદર ઉગાડેલા સ્ટેફીલોકોકસ જંતુઓના અભ્યાસ દરમિઆન, અભ્યાસ માટે તે પરનું કાચનું ઢાંકણ ઉઘાડ-બંધ કરવાને અંગે, હવામાં રહેલ એકાદ ફુગજંતુ કાચની રકાબીની અંદર દાખલ થઈ પોષક પદાર્થ પર સ્થિર થએલ હશે. શરૂઆતમાં તો આ ફુગજંતુ સૂક્ષ્મ હોઇ ડૉ. ફ્લેમિંગને કાચની રકાબીમાં તેના અસ્તિત્વની ખબર નહિ પડેલી. પરંતુ થોડા દિવસ પછી એજ રકાબી સ્ટેફીલોકોકસ જંતુઓના આગળ અભ્યાસ માટે, લેતાં તેમને માલમ પડયું કે રકાબીમાં સ્ટેફીલોકોકસ જંતુઓની સાથે એક લીલી ફુગ પણ ઉગેલી છે. આ બીના તો સામાન્ય હતી. સૂક્ષ્મ નિરીક્ષણને અંગે ડૉ. ફ્લેમીંગને એક અગત્યની બીના માલમ પડી કે રકાબીના જે ભાગમાં ફુગ ઉગેલી હતી તે ભાગની આસપાસના સ્ટેફીલોકોકસ જંતુઓ ધીમે ધીમે નાશ પામતા (dissolving) હતા. ડૉ. ફ્લેમિંગને આ નિરીક્ષણ અતિ મહત્ત્વનું જણાયું. તેથી તેમણે તે રકાબીમાંથી થોડી ફુગને લઇ તેને કેટલીક કાચની કુપ્પીઓ (Glass flasks)માં ઉગાડી. આ કુપ્પીઓના ફુગના પોષણ માટે તેમણે પ્રવાહી માધ્યમ (Liquid broth) રાખ્યું. આ અભ્યાસ દરમિઆન તેમને જણાયું કે ફુગના ઉગવા અને વિકાસ દરમિઆન તેમાંથી પ્રવાહી 'બ્રૉથ'માં કાંઇક નવીન પદાર્થ ઉમેરાતો જણાય છે જે રોગોત્પાદક જંતુઓના વિકાસને રોધવાની પ્રચંડ શક્તિ ધરાવે છે. સ્ટેફીલોકોકસ જંતુઓના વિનાશ અગર વિકાસને રોધવાના સાધનોની શોધ માટેનાં ડૉ. ફ્લેમિંગના આ પ્રયત્નો સફળ થયા અને તેમની અડગ શ્રદ્ધા, અખંડ ઉત્સાહ અને અવિરત પરિશ્રમથી માનવજાતને એક અતિ મહત્ત્વની શોધનાં દર્શન થયાં. સ્ટેફીલોકોકસ જંતુઓ ઉગાડેલી રકાબીમાં પ્રથમ ઉગેલી ફુગનું નિદાન કરાવતાં તે ફુગ 'પેનીસીલીઅમ નોટેટમ' જણાઈ અને ડૉ. ફ્લેમીંગે નવા પદાર્થનું નામ 'પેનીસીલીન' પાડયું.

પેનીસીલીનની શોધ તો થઇ પરંતુ હજુ એક મહત્ત્વનું કામ તો રહ્યું અને તે, પ્રવાહી માધ્યમમાંથી તેને શુદ્ધ રૂપમાં જુદું પાડવાનું. કારણ કે તો જ તેનો દર્દીઓના દર્દનિવારણમાં ઉપયોગ થઇ શકે. જુદી જુદી પ્રયોગશાળામાં આ માટે પ્રયત્નો શરૂ થયા અને કેટલાય નિષ્ફળ પ્રયત્નો પછી અંતે સને ૧૯૩૯માં ઑક્સફર્ડની સર વીલીઅમ ડન સ્કુલ ઑવ પેથૉલૉજીમાં બે ડૉક્ટરો, ડૉ. ફ્લોરે અને ડૉ. ચેઈને, અનેક વૈજ્ઞાનિક સહકાર્યકરોની મદદથી કામ આરંભ્યું. પ્રાથમિક મુશ્કેલીઓ પછી

તેમના પ્રયત્નોને સફળતા મળી અને પેનીસીલીન શુદ્ધ સ્વરૂપમાં વૈજ્ઞાનિક જગત્ સમક્ષ મૂકાયું. તેની વૈદકીય ઉપયોગિતા પુરવાર કરવા માટે તેમણે પહેલાં, રોગોત્પાદક સ્ટેરીલોકોકસ, સ્ટ્રેપ્ટોકોકસ અને ગેસ ગેન્ગ્રીન જંતુને કેટલાક ઉંદરોના શરીરમાં દાખલ કર્યા. અને પછી રોગપીડિત ઉંદરોના શરીરમાં સતત દર ત્રણ કલાકે પેનસીલીનનાં ઇન્જેકશન આપ્યા કર્યાં. પ્રયોગ દરમિયાન આખી રાત આ પ્રમાણે ઇન્જેકશન આપ્યા પછી બીજે દિવસે સ્હવારના જોયું તો જે ઉંદરોને પેનીસીલીનનાં ઇન્જેકશન આપેલ હતાં તે જીવતા રહ્યા હતા જ્યારે જે રોગપીડિત ઉંદરોને પેનીસીલીનનાં ઇન્જેક્શન નહોતાં આપ્યાં તે સ્હવારના મરેલા માલમ પડયા. લંડનની રૉયલ ઇન્સ્ટીટયુશનમાં વિદ્વાન વૈજ્ઞાનિકો સમક્ષ પેનીસીલીન વિષે ભાષણ આપતાં, ડૉ. ફ્લોરેએ ઉદ્‌ગાર કાઢેલા કે ઉંદરો પરના ઉપર વર્ણવેલ પ્રયોગની સફળતાની પળ એમના જીવનની એક અસાધારણ પળ હતી. સ્ટેરીલોકોકસ અને ગેસ ગેન્ગ્રીન જંતુથી થતા રોગોના નિવારણ માટે તો પેનીસીલીન સિવાય વૈદકીય વિજ્ઞાનમાં અન્ય એકે ઉપાય નથી. ઉંદર ઉપરનો પ્રયોગ સફળ થયા પછી મનુષ્ય ઉપરના પ્રયોગો શરૂ કરવામાં આવ્યા અને આજે તો આખું જગત્ જાણે છે કે કેટલાક અસાધ્ય રોગો માટે પેનીસીલીન આ જમાનાની એક ચમત્કારિક ઔષધિ છે.

જે રોગો ઉપર પેનીસીલીન અચૂક અસર કરે છે તેમાં મહત્ત્વના ન્યુમોનીઆ, ગોનોરીઆ (પરમો), ડીપ્થેરીઆ, મૅનીન્જાઇટીસ, ગેસ ગેન્ગ્રીન, જખ્મો, પર થતા રોગો, ગુમડાં, ઑસ્ટીઓમાયેલાઇટીઝ (હાડકાના રોગો), વિગેરે છે. ટાઇફૉઇડના જંતુઓ ઉપર તેની ઓછી અસર થાય છે, જ્યારે મરડો, કોલેરા, પ્લેગ અને ક્ષયરોગ ઉપર તેની બીલકુલ અસર થતી નથી. ટૂંકામાં પેનીસીલીન સર્વ-દર્દ-નિવારક ઔષધિ નથી, પરંતુ જે રોગો ઉપર તે અચૂક અસર કરે છે તેમાં તો તે થોડા પ્રમાણમાં હોય (દા. ત. ૧ : ૨,૦૦૦,૦૦૦) તો પણ જંતુઓ થોડા સમયમાં—કંઇક રોગોમા તો ૧–૩ કલાકમાં—નાશ પામે છે. હાલમાં થોડા સમયથી 'સલ્ફા' નામની ઔષધિઓએ —સલ્ફૅનિલઅમાઇડ, સલ્ફામાયાઝોલ, સલ્ફાપિરિડીન, ઇત્યાદિ—માનવીને રોગજનક જંતુઓથી થતા કેટલાક અસાધ્ય રોગો ઉપર પ્રભુત્વ મેળવ્યું છે, પરંતુ મૂશ્કેલી એ છે કે તે ઔષધિઓ જલદ હોઇ દર્દી ઉપર તેના ઉપયોગમાં ખૂબ જ કાળજી રાખવી પડે છે. જો જરાપણ ગફલત થઇ તો શરીરમાં રોગજનક જંતુઓ તો નાશ પામે છે પરંતુ તે સાથે કાંઇક અનિષ્ટ પરિણામ પણ આવે છે. દાખલા તરીકે રશીઅન વૈજ્ઞાનિકોએ જાહેર કરેલ છે કે મગજના રોગો ઉપર પેનીસીલીન અસરકારક કામ કરે છે જ્યારે સલ્ફા ઔષધિઓ કરતાં પણ વધારે અસરકારક માલમ પડયું છે અને વિશેષ તો તેનાથી કાંઇપણ અનિષ્ટ પરિણામ થતું નથી. અમેરીકાની સુવિખ્યાત મેયો ક્લીનીકમાં પાંચ અઠવાડીઆથી અગિઆર મહીનાની મુદતના તીવ્ર પરમા (ગોનોરીઆ)ના દર્દીઓ ઉપર સલ્ફા ઔષધિઓ જરાયે અસરકારક ન નિવડતાં, પેનીસીલીનથી તાત્કાલિક સારાં થયાના અને ૧૭ થી ૪૮ કલાકમાં ગોનોકોકાઇ જંતુઓ સદંતર નાશ પામ્યાનું જાહેર થએલ છે.

ફુગમાંથી મેળવેલ પેનીસીલીન એક પીળાશથી ભૂખરો પડતો પદાર્થ છે. શરીરમાં તે બે રીતે—ઇન્ટ્રામસક્યુલર અને ઈન્ટ્રાવીનસ ઇન્જેક્શનથી—આપવામાં આવે છે. એટલે એ રીતે લોહીની નલિકાઓમાં વહેતાં લોહી વાટે તે શરીરના જંતુવાળા ભાગમાં પહોચી જાય. મુખવાટે પેનીસીલીન આપવું નિરર્થક છે કારણકે જઠરમાં રહેલો આમ્લરસ તેનો તાત્કાલિક નાશ કરે છે. એટલે મુખવાટે પેનીસીલીન અપાતું નથી. જખ્મો ઉપર લોકલડ્રેસીંગ તરીકે પણ તેનો ઉપયોગ કરવામાં આવે છે. બધાં દર્દોપર પેનીસીલીન જંતુનાશક (antiseptic) કરતાં જંતુવિકાસરોધક (bacteriostatic) ઔષધિ તરીકે કામ કરે છે.

ફુગમાંથી પેનીસીલીન બહુજ અલ્પ પ્રમાણમાં મળે છે. ૨૦ લીટર પ્રવાહીમાંથી ૧ ગ્રામ જેટલું જ પેનીસીલીન મળે છે. એટલે અત્યારે તો યુરોપ અને અમેરીકામાં આ રીતે તૈયાર થતું બધું પેનીસીલીન લડાઇના વપરાશમાં ચાલ્યું જાય છે અને સામાન્ય જનતાને તેનો લાભ મળતો નથી. આને અંગે પરિસ્થિતિ એ છે કે અમુક રોગ ઉપર બધી ઔષધિઓ નિષ્ફળ નીવડે અને તેટલામાં રોગ અમુક હદ્ સુધી પહોંચી જાય તે પછી જ પેનીસીલીનનો ન છૂટકે ઉપયોગ કરવામાં આવે છે. રોગનું નિદાન થયે પહેલેથી જ પેનીસીલીનનો ઉપયોગ શરૂ કરાય તો કેટલીયે કિંમતી જીંદગી લાંબી અને દારૂણ યાતનાઓમાંથી બચી જાય. આપણા દેશમાં બેંગ્લોર, કલકત્તા અને મુંબઈ હાફકીન ઇન્સ્ટીટ્યુટમાં ફુગમાંથી પેનીસીલીન ઉત્પાદન કરવાના પ્રયોગો ચાલુ છે. આપણે આશા રાખીએ કે હિંદની જુદી જુદી પ્રયોગશાળાઓમાં પેનીસીલીન મોટા પ્રમાણમાં ઉત્પાદન કરવાના પ્રયોગો શરૂ થાય કે જેથી હિંદી જનતાને તેનો પૂરતા પ્રમાણમાં લાભ મળે.

અંતમાં, અત્યારે તો કેવળ ફુગમાંથી જ પેનીસીલીન મેળવવાનું શકય છે. તેનું મૂલ્ય પણ બહુ છે. પેનીસીલીનની જ્યારે શોધ થઇ ત્યારે પહેલું એક ગ્રામ બનાવવાનું ખર્ચ રૂા. ૧૮૦૦૦) થએલું. અત્યારે પણ તેની કિંમત એક ગ્રામના આશરે રૂા. ૨૦૦) છે. ફુગમાંથી વધારે પ્રમાણમાં પેનીસીલીન મેળવવાના પ્રયત્નો થઈ રહ્યા છે. સાથે સાથે વૈજ્ઞાનિક પ્રયોગશાળામાં કૃત્રિમરીતે પેનીસીલીન તૈયાર કરવા ગ્રેટબ્રીટન અને અમેરીકામાં રસાયણશાસ્ત્રીઓ તનતોડ મથી રહ્યા છે. હવે પછીનું કાર્ય રસાયણશાસ્ત્રીનું છે. પેનીસીલીનનું રાસાયનિક પૃથક્કરણ કરી, તેથી મેળવેલા જ્ઞાનની મદદ વડે તે તેના અણુ અને પરમાણુઓનું સફળ સંયોજન કરી તેને પ્રયોગશાળામાં કૃત્રિમ રીતે તૈયાર કરી શકાય તો ફુગમાંથી મળતા પેનીસીલીન ઉપર જરાએ આધાર ન રાખતાં, જનતાને જોઈએ તેટલું પેનીસીલીન મળી રહે. આ કાર્ય માટે કોઇ 'બાયર'ની જરૂર છે, જેણે વર્ષો સુધી અથગ મહેનત, અવિરત પરિશ્રમ અને નિત્ય નવીન ઉત્સાહથી પ્રયોગશાળામાં કૃત્રિમ રીતે ગળી ઉત્પાદન કરવાના પ્રયોગો પાછળ સારીએ જીંદગી ખર્ચી સફળતા મેળવી અને માનવીને વનસ્પતિમાંથી ગળી મેળવવાની પરાધીનતામાંથી મુક્ત કર્યો.

(જુઓ અનુસંધાન પૃષ્ઠ ૭૩.)

પુરાણવનસ્પતિવંશતત્ત્વવિદ્યાગ્રણી સરસ્વતીવરપુત્ર

# આચાર્ય બીરબલ સાહની

એમ. એ., પીએચ. ડી., ડી. એસસી. (લંડન), એસસી. ડી. (કેમ્બ્રીજ),
એફ. રૉયલ એસ. બી., એફ. એન. આઇ., એફ. જી. એસ., એફ. આર. એસ.

**એમ. ડી. નોરોન્હા, એમ. એ., એમ. એસસી.**
વનસ્પતિશાસ્ત્રના વ્યાખ્યાતા, એલફીન્સ્ટન કૉલેજ, મુંબાઈ.

[ ગણનાતીત વરસો પૂર્વે પૃથ્વીની કાયા આજ છે એનાથી ભિન્ન સ્વરૂપવાળી હતી. એની હુંફે અનેકવિધ પ્રાણીઓ અને વનસ્પતિઓ ગુણોત્કર્ષ પામી રહ્યાં હતાં. કાલાતિક્રમે ભૂગર્ભમાં ઉત્પાત થવા લાગ્યા અને માતા વસુંધરાનું કલેવર બદલાતું ગયું. યુગેયુગે થતા આવા પ્રલયોમાં સકલ જીવસૃષ્ટિ ધ્વંસ પામતી ગઈ અને એમનાં કલેવર માટી, રેત, કાદવ, વગેરેના થર વચ્ચે દબાઈ કાલાન્તરે રૂપાન્તરિત થતાં ગયાં. આજે પૃથ્વીપટ ઉપર અનેક સ્થળે આવાં રૂપાન્તરિત પ્રાણીઓ અને



( કુમારના સૌજન્યથી )

વનસ્પતિઓના અશ્મીભૂત અવશેષો જડી આવે છે. આ ઉત્ખાત અવશેષો (Fossils)ના બાહ્યરૂપ અને અંતર્ગત રચનાનાં સૂક્ષ્માવલોકન અને અદ્યતન પ્રાણિસમાજ અને વનસ્પતિસમુદાય સાથેના સામ્યવૈષમ્યના આધારે, એ પ્રાચીન જીવસૃષ્ટિનાં નામકરણ અને સ્વરૂપનિર્ણયનો પ્રયત્ન પ્રત્યેક દેશના વિદ્વાનો કરી રહ્યા છે. આપણી ઉત્ખાત વનસ્પતિઓના રહસ્યવેત્તાઓમાં અગ્રસ્થાને વિરાજે છે, આચાર્ય બીરબલ સાહની; લખનૌ વિદ્યાપીઠના વનસ્પતિ વિજ્ઞાનના અધ્યાપક. એમના જીવન સૌરભનો 'પ્રકૃતિ' માટે લખેલો અંગ્રેજી લેખ અહિં અનુવાદિત છે. —તંત્રી ]

આચાર્ય સાહનીનો જન્મ તા. ૧૪ મી નવેમ્બર સને ૧૮૯૧ ના દિવસે પંજાબના ભેરા ગામમાં થયો હતો. એમનાં માતાનું નામ શ્રીમતી ઈશ્વરદેવી આનંદ હતું. એમના પિતા શ્રી રુચિરામ સાહની, એમ. એ., લાહોરની ફોરમેન ક્રીશ્ચિયન કૉલેજમાં રસાયનના અધ્યાપક હતા. આ૦ સાહનીનું આરંભનું શિક્ષણ ઘરમાં જ અપાયું હતું. ત્યાર બાદ એમને લાહોરની સેન્ટ્રલ મૉડેલ સ્કૂલમાં મૂકવામાં આવ્યા હતા. ત્યાંનું શિક્ષણ પૂરું થતાં એ લાહોરની સરકારી કૉલેજમાં દાખલ થયા અને ત્યાં આશાસ્પદ છાત્રશ્રેષ્ઠ રૂપે ઝળકી ઊઠ્યા. એમના ઉત્કર્ષનાં વધુ ચિહ્નો તો એ સને ૧૯૧૧માં આગળના અભ્યાસ અર્થે વિલાયત ગયા અને કેમ્બ્રીજની ઇમેન્યુઅલ

કૉલેજમાં જોડાયા ત્યારે જણાયાં. કેમ્બ્રીજના આઠ વરસના વસવાટ દરમ્યાન એમણે દુષ્પ્રકીર્તિ પ્રાચીનવનસ્પતિવિશારદ સદ્‌ગત અધ્યાપક સીવૉર્ડના અન્તેવાસીપદે અભ્યાસ કર્યો અને એમની કૉલેજના ફાઉન્ડેશન સ્કૉલર અને એક્ઝીબીશનર થવાનું બહુમાન પ્રાપ્ત કર્યું. વળી એ દરમ્યાન દુષ્પ્રાપ્ય 'સડબરી-હાર્ડીમેન સંશોધન પારિતોષિક' પણ એમને આપવામાં આવ્યું. કેમ્બ્રીજ વિદ્યાપીઠનો 'એસસી. ડી.' ઉપાધિ મેળવનાર પહેલા ભારતીય છાત્ર પણ એ હતા. સને ૧૯૧૯માં એ ભારતવર્ષમાં પાછા ફર્યા કે તરત જ બનારસ હિન્દુ વિદ્યાપીઠમાં અધ્યાપક નીમાયા. ત્યાંથી થોડો સમય એ લાહોર ગયા અને સને ૧૯૨૧માં લખનૌ વિદ્યાપીઠમાં જોડાયા અને તે દિવસથી આજપર્યંત એ ત્યાંજ અધ્યાપન કરે છે. સને ૧૯૨૦માં એમણે પંજાબની સરકારી શાળાઓના નિરીક્ષક સદ્‌ગત સુન્દરદાસ સૂરી, એમ. એ. ના સૌથી નાનાં પુત્રી કુ. સાવિત્રીદેવીનું પાણિગ્રહણ કર્યું.

પ્રકૃતિશાસ્ત્ર સાથે સંકળાયલા વિવિધ વિષયોની વિશાળ ક્ષેત્રમર્યાદાનાં અન્વેષણમાં નિષ્ણાત હોવા છતાં, આ. સાહની પ્રધાનતયા, નામાવશિષ્ટ વનસ્પતિઓ, ઉત્ખાત અશ્મીભૂત વનસ્પતિસમુદાય અને તેમના ભૂશાસ્ત્રીય સંબંધોમાં ઊંડો રસ ધરાવનાર ભૂ-વનસ્પતિવિદ છે. વૈજ્ઞાનિક સામયિકોમાં આ વિષયના અનેક મૌલિક લેખો એમના નામે નોંધાયા છે. સને ૧૯૨૧થી, લખનૌ વિદ્યાપીઠના વનસ્પતિવિજ્ઞાન વિભાગમાં થતાં સંશોધનોના પંચવર્ષીય હેવાલોના પ્રણેતા અને વિજ્ઞાન અભ્યાસમંડળના 'લખનૌ યુનીવરસીટી સ્ટડીઝ'ના એ તંત્રી છે. વળી એમણે સંગઠિત કરેલી ભારતવર્ષના પ્રાચીન વનસ્પતિવિદોની સમિતિના સહકારથી પ્રસિદ્ધ થતી સામયિક સંશોધનની પત્રિકાનું સંપાદનકાર્ય પણ એ જ કરે છે.

ભારતવર્ષના વૈજ્ઞાનિકો અને સવિશેષ વનસ્પતિતત્ત્વવિદો આ. સાહનીનાં સંશોધન અને એમની મૂલ્યવત્તાને પૂરેપૂરી પીછાને છે અને એની કિંમત જાણે છે, એ, છેલ્લાં ૨૫ વરસ દરમ્યાન એમને અપાયલાં બહુમાન પરથી જણાઇ આવે છે. સને ૧૯૨૧માં એ ૩૦ વરસના હતા તે વખતે તેમને લાહોરના તત્ત્વજ્ઞાન મંડળના પ્રમુખ ચૂંટવામાં આવ્યા. એ જ વરસમાં હિંદી વિજ્ઞાન પરિષદના વાર્ષિક સંમેલનના વનસ્પતિવિજ્ઞાન વિભાગના અધ્યક્ષસ્થાને એમની વરણી થઈ. સને ૧૯૨૬માં પુનઃ એમને એ જ સંસ્થાના વાર્ષિક સંમેલનના ભૂવિદ્યા વિભાગના અધ્યક્ષ ચૂંટવામાં આવ્યા. સને ૧૯૩૮માં હિંદી વિજ્ઞાન પરિષદના રૌપ્ય મહોત્સવ પ્રસંગે કલકત્તામાં ભરાયલા, ઇંગ્લંડની બ્રીટીશ એસોસીએશન ફોર ધી એડવાન્સમેન્ટ ઑફ સાયન્સ અને હિંદી વિજ્ઞાન પરિષદના સંયુક્ત સંમેલનમાં વનસ્પતિવિજ્ઞાનવિભાગના અધ્યક્ષપદે એમની જ પ્રતિષ્ઠા થઇ. અને અંતે સને ૧૯૪૦માં મદ્રાસમાં ભરાયલા હિંદી વિજ્ઞાન પરિષદના સત્તાવીશમા સંમેલનના પ્રધાન અધ્યક્ષપદે* પણ એમને જ નિયુક્ત કરવામાં આવ્યા.

---

* એ પદેથી એમણે આપેલી વક્તૃતા: 'દખ્ખણની સોપાન શિલાઓ' 'પ્રકૃતિ'ના ૭।૮મા અંકમાં પ્રસિદ્ધ થયેલી છે. —તંત્રી

બન્ને બંદૂકોનાં નાળચાં જરા બ્હાર કાઢી ઈસે ટેકવી રાખી, વાઘની છતેલરીમાં તે લપાઇને બેસી રહ્યો.

શિકારીઓની એક ખાસીયત (જેઓને જાણ છે તે સારી પેઠે માહિતગાર છે) બહુ વિચિત્ર હોય છે. તે બીડી, તમાકુના ગમે તેટલા ગાઢા હોય, પણ શિકાર પર બેસે ત્યારે કલાકો સુધી તેને અડકતા નથી એટલું જ નહીં પણ તે પત્થરના પાળીઆ જેવા નિશ્ચલ બેસી રહે છે. એમની આંખની કીકીમાં ચીજને ઝડપી લેવાની કાંઇ અજબ ઝડપ આવી ગઇ હોય છે.

વળી વાઘ એ ભારે વ્હેમી છે. પોતે આવતો હોય અને વ્હેમ પડે તો ઘોળી જઈને તરત પોતાનો રસ્તો બદલી નાખે છે. આ બધી આદતોનો શિકારીને અભ્યાસ હોય છે.

સાંજના રોંઝીકાળી વખત થઇ એવામાં પેલો વાઘ ટેકરી તરફથી આવ્યો. તે ધીરે ધીરે લ્હેરાતો લ્હેરાતો આવતો હતો. ટેકરીનો ઢોળાવ ઉતરી જરા ઉભો રહી, આમતેમ જોવા લાગ્યો. વળી ચાર છ ડગલાં આગળ ચાલી પાછો ઉભો રહી આમ-તેમ નજર ફેરવવા લાગ્યો એટલામાં ખાડામાં બેઠેલા બુઢ્ઢા શિકારીને લાગ્યું કે તેની ગોળી હવે સહેલાઈથી વાઘને વીંધી શકશે કે તરત નિશાન બાંધી, ઘોડો ચાંપ્યો અને એક જ ગોળીમાં તો વાઘનું કપાળ વીંધી નાંખ્યું. બરાડો દૂર સુધી સંભળાયો. ગામથી આ જગા દૂર ન હતી. અમે જાણ્યું કે કંઇક નવાજુની થઇ. ભિલોમાંથી બે ચાર આગળ ધસ્યા ત્યાં તો બંદૂક સાથે બુઢ્ઢો સામે મળ્યો ને વાઘ સાફ થઈ ગયાના ખબર આપ્યા. જનાવર બહુ મોટું હતું અને કદાચ જીવતું હોય તો બધાના જીવ લઈ નાખે એટલે રાતના કોઇ ત્યાં ફરક્યું નહીં. સવારે તપાસ કરી તો તેની લાશ ત્યાં જ પડેલી હતી.

આ રીતે, વાઘ ચાલતા હોય અને ગોળીનું નિશાન ન બને તો પછી એને પોતાના ભક્ષ્ય પાસે આવવા દેવામાં આવે છે. એ ખાવા બેસે ત્યારે એની એક આદત એવી છે કે પહેલા ત્રણ ચાર કોળીઆ તો એ તોડીને ચારે તરફ જોતો જોતો ખાય છે પણ પછી એ આંખ મીંચીને ખાવા મંડે છે એ વખતે તે શિકારીનું સહેલું નિશાન બને છે.

સાતપુડાના પહાડોની તળેટીમાં આવેલા રાજબારા સંસ્થાનના એક શિકારીનો મને પરિચય થએલો. તેની આદત એવી હતી કે વાઘની ભાળ મળે એટલે એ ત્યાં પહોંચી જતો. ખોહમાં વાઘ સુતો હોય તેને પથરા મારી છંછેડી ઉભો કરે ને સામે આવે એટલે એ જ ભરાડીઆ બંદૂકથી તેને એ ઠાર કરતો.

વાઘ, સામા જનાવર કે માણસ પર ત્રાટકવાનો હોય ત્યારે એ હવે ત્રાટકવાનો એમ જણવાનું એક સૂચન તેના કાન છે. એ ત્રાટકવા પહેલાં એના કાન સીધા ઉભા ન રાખતાં પીઠ પર પાડી દે છે. કાન પાડ્યા કે બીજી પળે એ છલંગ મારે છે. વળી કાનની જેમ આગલા પગની થઇ મારી દઇને લે છે.

જનાવરો પર એ પીઠ પાછળથી જ કૂદી ગરદનના ભાગે વળગી પડી તોડી પાડે છે ને પછી તેનું ખૂન ગટગટાવે છે. વધુ ભૂખ્યો હોય તો થાપાનો ભાગ ચીરી માંસ

ખાય છે ને બાકીનું બીજા દિવસ માટે મૂકી જાય છે. આ રીતે બીજા દિવસનો ખોરાક રાખી જતાં પહેલાં તે એનું પેટ ચીરી આંતરડાં વગેરેનો ઢગલો જૂદો પાડી, બાકીના શરીરને ત્યાંથી દૂર ઘસડી જઈ સારી જગામાં મૂકી, શક્ય હોય તો થોડાં પાતરાં પગે, પગે તે પર વાળી જાય છે.

જંગલમાં એમ પણ સાંભળવા મળે છે કે ચોમાસાના દિવસમાં જો કોઈ જનાવર એણે માર્યું હોય અને રાખવાની સારી જગા ન મળે તો એને દાંતે પકડી, વીંઝીને એ આખું જનાવર નીચા ઝાડની ડાળી પર નાંખે છે અને બીજે દિવસે આવી ફલંગ મારી એવા ઝાડની ડાળી પર બેસી ખોરાક આરોગે છે. આ બીના મેં ઘણે ઠેકાણેથી સાંભળી છે અને જામતળાવ તથા પાદીઅંધારા ગામોની વચમાંના ડુંગરા પાસે ઝાડ પર ખુંટાયલું એક હાડપીંજર મારા જોવામાં આવેલું ખરું.

વાઘ સ્વભાવે કંઈક અભિમાની, પ્રમાદી અને જક્કી છે. વાટે જતાં એ ભાઈજી કંઇક સામે આવી ગયા તો માર્ગમાંથી ખસી જવાને બદલે ઉભા રહી ગાંગર્યા કરશે પણ રસ્તો નહીં આપે. એમ માર્ગ આપવામાં એને કંઇક સ્વમાનનો ભંગ થતો હોય એમ લાગતું હશે કે એનો પ્રમાદ એને તરત રસ્તો કાઢવામાં આડે આવતો હશે. દૂરથી એ નજરે પડે અને આપણે રસ્તે ફંટાઇ ચાલ્યા કરીએ તો એ એને માર્ગે ચાલ્યા કરે પણ ગાલ્લા જેવા વાહનમાં હોઇએ અને ખુમખરાડાથી એને રસ્તામાં બીરાજ્યા હોય ત્યાંથી ઉઠવું પડે તો એ જક્કે ભરાઈ આડાઅવળી ચક્કરો કાઢી ફરી ફરીને ઘોરી રસ્તાની વચમાં આવી ઉભો રહે અને આવો ઉદ્યોગ એ બે પાંચ માઇલ સુધી જારી રાખે છે.

પણ કહેવત છે કે "શેરને માથે સવાશેર" એમ આ વાઘને પણ રાંક બનાવનાર જંગલમાં જનાવર થાય છે. એ 'કોલકુત્તા'ના નામથી ઓળખાય છે. એની ચીસ જો વાઘને કાને પડી તો એ જીવ લઇને દબાતો છુપાતો નાસી છુટે એમાં ગફલતી થઇ તો એનો જાન જોખમમાં આવ્યો સમજવો. એ કોલકુત્તાં વિષે આપણે આવતે હપ્તે વિગતો રજુ કરીશું, વાઘનાં એ કટ્ટર વેરીની ઓલાદ પણ જાણવા જેવી છે.

આ લેખમાં તો કોઇ નિષ્ણાત શિકારની નોંધવહી રજુ કરી નથી પણ જંગલની વાટે રઝળતાં જે અનુભવો થયા છે એ શક્ય લાગે કે અશક્ય જણાય તો પણ એ વાસ્તવિક ઘટનાઓ છે અને એની ટાંચણ માત્ર રજુ કરી છે.

નવસારી : તા. ૧૧-૧-૧૯૪૪ મણિભાઈ દ્વિવેદી

[આપ બે પ્રકારના વાઘ ગણાવો છો પણ, નોંધ વાંચતાં, આપનો અનુભવ મોટે ભાગે ટપકાંવાળા વાઘ(=દીપડા કે ચિત્તા અને ગામડાંમાં ઈંડરવાં કે ટીમરવાં તથા અંગ્રેજીમાં Leopard કે Panther નામે ઓળખાતાં પ્રાણીઓ) વિષે હોવાનું જણાય છે. જ્યારે મારાં આશ્ચર્ય અને શંકા તો પટાયત વાઘ ('વાઘ'ના યથાર્થ નામે ઓળખાતું-Tiger પ્રાણી)ના શિકારની રીત સંબંધી હતું-અને છે. વાઘની દુર્ધર્ષ આક્રમણશક્તિ, પ્રચંડબળ અને ભયંકર ક્રૂરતા તેમ જ અદ્ભુત ચાપલ્યની સરખામણીમાં ચિત્તો તો કૂતરા જેવું નિર્બળ નિરુપદ્રવી પ્રાણી લેખાય. ચિત્તાના શિકાર

માટે જે રીત સર્વ સાધારણ હોય તે વાઘ માટે સાધારણ ન ગણાય. વાઘ કરતાં ઊતરતા પૌરુષવાળો ચિત્તો મુખ્યત્વે હરણાં, બકરાં ઘેટાં અને પાડાં વાછડાંના શિકારનો અભ્યાસી હોવાથી માણસના સહવાસમાં વધુ પ્રમાણમાં આવે છે. એટલા પૂરતો એ વાઘ કરતાં વધુ હુચ્ચો હોય છે છતાં માણસથી ખૂબ ડરે છે. માણસ ઉપર સહેજે તડપતો નથી. ક્વચિત સંજોગવશાત્ તડપે તોપણ એની સાથેની હાથોહાથની લડાઇમાં કોઇ કોઈ વખત બળવાન માણસ જીતી જાય છે (વગડામાં જ રહેનારા ચિત્તા પણ માણસ ઉપર તડપવા કરતાં નાસી જવાનું વધુ પસંદ કરે છે), પરંતુ એક જ થપાટથી વગડાઉ પાડાની ખોપરીનો ભૂકો કરી નાખનાર વાઘની સામે ઊભા રહેવા જેટલું બળ ધરાવનાર મનુષ્ય તો હજુ જન્મ્યો નથી. એટલે ખુલ્લા મેદાનની વચ્ચે, પાછળ ઝાડઝાળાંઝાંખરાં કે ટેકરાની ઓથ વિનાના, ઊંચેથી ઊતરતા વાઘની નજરે પડે એવા ઊપરથી ઉઘાડા નાના વાડોલીયાના ઓડામાં બેસીને વાઘનો શિકાર કરવાની રીત અત્યંત જોખમભરી અને અચોક્કસ હોવાથી થોડાક અપવાદ સિવાય શિકારીઓમાં આદર પામેલી નથી તેથી મેં એને નવીન (એટલે સર્વસાધારણ પ્રચાર રહિત) અને જોખમભરી ગણાવી છે.

આપ ચિત્તા વિષે લખો છો એમ માનવાનું એક કારણ તે આપે વર્ણવેલી, ભક્ષ્ય પ્રાણીને ઝાડ ઉપર ચડાવી દેવાની 'વાઘ'ની ટેવ. વાઘ—Tiger—ભક્ષ્યને ઝાડ ઉપર ચડાવતો હોવાનો તદ્વિદોનો અનુભવ નથી પણ ચિત્તાની આ ટેવ છે, એની ના નહિ. જોકે એ પણ, આપ લખો છો તેમ, 'વીંઝીને' ફગાવી દેતો જાણવામાં આવ્યો નથી. એ તો સહેજે ઝાડ ઉપર ચડી જાય છે અને એના ભક્ષ્યને સાથે ખેંચતો જાય છે.

સાંભળેલી વાતના આધારે આપે વાઘ (?)ને ભક્ષ્યપ્રાણીનું લોહી 'ચસચસાવતો' ચીતર્યો છે પણ વિચાર કરી જોતાં આ વાત સાચી હોવાનો ઓછો સંભવ છે, એમ આપ જોઇ શકશો. ઝાડ કે જાળાંઝાંખરાં આડે આવતાં હોય એવાં જંગલો સિવાય અન્યત્ર વાઘ ભક્ષ્યપ્રાણીને પકડે છે તે મોટેભાગે ગરદનથી. આ દશામાં ભક્ષ્યપ્રાણી કાંતો ગુંગળાઇને અગર તો એની ગરદન મચકાઈ ભાગી જવાથી મરણ પામે છે. ભાગી જવાનો અર્થ એટલો જ કે એની ગરદનની કરોડના અંકોડા છૂટા થઈ જાય છે અને એના પરિણામે જ્ઞાનતંતુઓને થતા આઘાતથી એ મરી જાય છે. લાકડી કે તરીયું ભાંગી જતાં જેમ બે નોખા ટુકડા થઇ જાય છે તેમ ગરદનના ટુકડા થતા નથી. હવે જ્યાંસુધી પ્રાણી જમીન ઉપર પડી જાય અને નિશ્ચેતન અને નિશ્ચલ થઇ જાય ત્યાંસુધી વાઘ ગરદનની પકડ છોડી દેતો નથી. ગરદન છોડી દે છે તે વખતે ભક્ષ્યપ્રાણીનું હૃદય બંધ પડી ગયું હોય છે અને શિરાઓમાંનું લોહી વહેતું બંધ થઇ ગયું હોય છે. એટલે વાઘની કરાલ દંષ્ટ્રાઓથી ગરદનમાં પડેલા ખાડામાંથી લોહી વહેતું નથી. કદાચ વહે તોપણ થોડાં બિન્દુમાત્ર. વળી વાઘના મોંની પકડનું દબાણ અત્યંત પ્રચંડ હોવા છતાં પણ એ દબાણ ગરદનની મોટી રક્તવાહિનીને તોડી નાખવા સમર્થ નથી થતું, કારણ એ વાહિની ખૂબ મુલાયમ અને ચીકણાશવાળી હોય છે. વળી એની બધી દંષ્ટ્રાઓ મોટી હોય છે છતાં ગરદનમાં ઊંડે રહેલી મુખ્ય રક્તવાહિનીને

પહોંચી કાપી શકતી નથી. આમ રક્તવાહિનીઓ અખંડ રહે ત્યાંસુધી લોહી વહેવાનો સંભવ જ નથી. કદાચ રક્તસ્રાવ થાય તો તે પણ અંદરના ભાગે જ. બહાર આવવાનો કોઈ માર્ગ જ હોતો નથી કારણ એક તો ગરદન ઉપર વાઘના મોંની ભયંકર ભીંસ હોય છે અને બીજું ગરદનમાં જ્યાં દંષ્ટ્રાથી કાણાં પડે છે તે કાણાંમાં ભરાયેલી દંષ્ટ્રાઓ પોતે જ દાટાની ગરજ સારે છે. આ વાતની ખાતરી વાઘે મારેલાં પશુઓના શવચ્છેદદ્વારા પુરવાર કરાયલી છે. એટલે વાઘના સંબંધમાં લોહી 'ચસચસાવવાની' કિંવદન્તિમાં સાચું તથ્ય નથી.

આ તો વાઘની વાત થઇ. ચિત્તાની બાબતમાં ક્વચિત્ એવું પણ બને છે કે એણે શક્તિના પ્રમાણમાં મોટું–પુખ્ત ઉંમરની ગાય ભેંસ કે સાબર જેવું–પ્રાણી પકડયું હોય તો સહેલાઇથી તેની ગરદન દબાવી ભાગીને મારી શકાતું નથી. એવે પ્રસંગે ચિત્તો આવેશમાં, તરફડીયાં મારતા પ્રાણીને શાંત કરી નાખવાના ઇરાદાથી, એની ગરદનને કરડીને કે પંજાથી ઉઝરડીને ચૂંથી નાખે છે અને તે અરસામાં પ્રાણી જીવતું હોવાથી ગળાના ચુંદાયલા ભાગમાંથી લોહી ગળે છે. અને સ્વાભાવિક રીતે જ ચિત્તો એ 'ચાટે' છે પણ એને 'ચસચસાવતો' કહેવો એ અતિરેક ગણાય. ટુંકમાં વાઘે જે જગાએ ભક્ષ્યપ્રાણીને માર્યું હોય છે તે સ્થળે સામાન્ય રીતે જમીન ઉપર લોહી પડેલું દેખાતું નથી તેથી આવી લોહી ચૂસી પી જવાની આખ્યાયિકા શરૂ થઈ હશે. એ આખ્યાયિકા ખૂબ પ્રચલિત પણ છે, પણ એમાં તથ્યાંશ ઓછો છે, એવો તત્ત્વાન્વેષીઓનો અનુભવ છે.

આ ઉપરાંત આપની નોંધમાં કેટલીક અન્ય ચર્ચાસ્પદ બાબતો છે, એમનો વિચાર સ્થળસંકોચના લીધે ભવિષ્યમાં કરીશું.

કોહુકુત્તાં એટલે જંગલી કૂતરાં (Wild Dogs કે Reds Dogs) જ ને ? ઉ. ગુજરાતમાં એમને 'નહાર' પણ કહે છે. એમના જીવનવ્યવહાર વિષે હજુ ઘણું અજાણ્યું છે એટલે આપનો અનુભવ રસપ્રદ નીવડશે. અવશ્ય લખશો. —તંત્રી ]

---

( અનુસંધાન ૬૫ મા પૃષ્ઠથી )

અને જે દિવસે પેનીસીલીન પ્રયોગશાળામાં તૈયાર કરી શકવાનું માનવસ્વપ્ન સિદ્ધ થશે, તે દિવસ જીવનશાસ્ત્રને લગતા વિજ્ઞાનના અપૂર્વ વિજયનો હશે. જીવનશાસ્ત્રના ઇતિહાસમાં એ શોધ સુવર્ણાક્ષરે અંકિત થશે. માનવસિદ્ધિની આગે કુંચ નૂતનક્ષેત્રો અને નૂતનશક્તિઓ પ્રાપ્ત કરતી આગળ ને વધુ આગળ ચાલતી જ રહી છે. આધુનિક જીવન પર વર્તમાન વિજ્ઞાન એનો પ્રભાવ વધુને વધુ વ્યાપક બનાવતું જાય છે. યુગે યુગે, અરે રોજ બ રોજ વિજ્ઞાન આગળને આગળ સિદ્ધિનાં સૂત્રો સર કરતું જાય છે. વિજ્ઞાનના આ વિકાસની મર્યાદા કે એના અંત વિષે કશી આગાહી કરી શકે એવો બડભાગી માનવી હજુ તો પૃથ્વીના પેટે પાક્યો નથી. માનવજીવનમાં ગૂઢ રહસ્યોના ઉકેલ મેળવવાને મથી રહેલા વિજ્ઞાનવીરનું એ જ એક પરમ આશ્વાસન છે. એક દિવસ એવો આવશે જ કે જ્યારે માનવીના અથાગ પ્રયત્નો વડે પ્રાપ્ત થએલી નૂતન શોધો હાલના વિજ્ઞાનને ઝાંખી પાડી દેશે અને એ શોધો વડે માનવી પોતાના ઉત્તમ અંશોની સાચી પિછાન સત્ય સ્વરૂપે કરી શકશે.

### 'ચરકસંહિતા :

મંડળના સભ્ય અને જામનગર રાજ્યના ચીફ મેડીકલ ઑફીસર. ડૉ. પ્રાણજીવનદાસ મહેતાની અથાગ પ્રયત્નશીલતાને પરિણામે જામનગર રાજ્યે ચરકમુનિ પ્રણીત 'ચરકસંહિતા'નું સંસ્કરણ ૭ ભાગમાં પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો છે અને એ સંસ્કરણનું કાર્ય ડૉ. મહેતાની પ્રેરણા અને દોરવણી હેઠળ દાક્તરો અને વૈદ્યરાજોના મંડળે આરંભી પણ દીધું છે. ઇચ્છીએ કે એ સફળ થાઓ.

---

## બે શોકજનક અવસાનો

**એડવર્ડ ચાર્લ્સ સ્ટુઅર્ટ બેકર.** ભારતવર્ષનાં પંખીઓનો અનન્યસાધારણ પરિચય ધરાવનાર આ વિદ્વદ્વરના ૭૯ વરસની પાકટ વયે થયેલા દેહાન્તની નોંધ લેતાં અત્યંત શોક થાય છે. સ્ટ્. બેકર સને ૧૮૮૩માં હીંદી પોલીસખાતામાં જોડાયા હતા. એમની નોકરીનો મોટો ભાગ આસામમાં ગાળ્યો હતો, જ્યાં એ ઈન્સ્પેક્ટર જનરલ સુધી પહોંચ્યા હતા. આરંભમાં એ કેવળ પંખીઅવલોકનમાં જ તન્મય રહેતા: શાસ્ત્રીય વર્ગીકરણમા તો એ ખૂબ મોટી ઉંમરે પડયા હતા. તમામ પક્ષીઓનો અદ્ભુત પરિચય હોવા ઉપરાંત એમને 'કૂકૂ' વર્ગનાં પંખીઓની જીવનસમસ્યાઓમાં ઊંડો રસ હતો. એ વિષયનું એમનું પુસ્તક 'Cuckoo Problems' (૧૯૪૨) અજોડ ગણાય છે. એમનો પંખીઓનાં ઇંડાનો સંગ્રહ પણ અદ્વિતીય હતો. આજે એ બ્રીટીશ મ્યુઝિયમમાં છે.

નોકરીમાંથી નિવૃત્ત થઇ એ લંડન ગયા અને ત્યાં બ્રીટીશ મ્યુઝિયમમાં ધામા નાખ્યા. પૌરસ્ત્ય દેશોમાં પંખીઓ વિષે, જગદ્ભરના પક્ષિવિદોના એ પ્રમાણપુરુષ હતા. એવી વિદ્વત્તાના પરિણામે હીન્દી સરકારે 'ફોના ઓફ ધી. ઇન્ડીઆ' ગ્રંથમાળાનું પક્ષિવિષયકગ્રન્થનું સંપાદનકાર્ય એમને સોંપ્યું અને ૮ ભાગમાં એમણે એ પૂરું કર્યું. એકધારાં ૬૦ વરસની અખંડ તપશ્ચર્યા કરનાર એમના જેવો પક્ષિવિદ એકાદ સૈકામાં પણ નહિ જડે. એમની અન્ય રચનાઓમાં ભારતવર્ષનાં કબૂતર હોલાં વિષેનો ગ્રંથ, સક્ષ્ય પંખીઓના ત્રણ ગ્રંથ, વગેરે છે. ઈંગ્લંડની બ્રી. ઓરનીથોલોજીકલ યુનીયનના એ મંત્રી અને ખજાનચી હતા. ભારતસરકારનાં કેટલાંય કમીશનના સભ્ય પણ હતા.

**એ. ઇ. મોસ :** ઉ. ગૂજરાત અને કાઠિઆવાડનાં દેશી રાજ્યોના વહીવટના નિરીક્ષક તરીકે સદ્ગત લેફ્-કર્નલ મોસનું મોટા ભાગનું જીવન આપણા પ્રાંતમાં ગયું હતું. ગુજરાતનાં પ્રાણીઓના અભ્યાસી હોવા ઉપરાંત આપણાં પતંગીઆં અને દીપડાના જીવનવ્યવહારના એ તલસ્પર્શી જ્ઞાતા હતા. એક વિશિષ્ટ જાતના પતંગીઆની જીવનસમસ્યાના ઉકેલ અંગે મારો અને એમનો પ્રત્યક્ષ પરિચય થયેલો. એ પ્રસંગે ભાવનગરમાં એમના સંગમાં ગાળેલા ત્રણ કલાકમાં મને એમના અપાર સૌજન્ય અને વિશાળ અનુભવનાં દર્શન થયાં હતાં. મુંબાઈની નેચરલ હીસ્ટરી સોસાયટીના જર્નલમાં એમનાં અવલોકનોની નોંધો આવતી, એમાં ગુજરાતકાઠિઆવાડનાં પતંગીઆં અને દીપડા ઉપરની નોંધો મુખ્ય છે. ગુજરાતના પ્રાણિજીવનના યુરોપીઅન અભ્યાસીઓના ગયા યુગના એ છેલ્લા પ્રતિનિધિ હતા. 　　　　　　　　　　　　　　　　ઘ.

---

પ્રકાશક : હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય, સે. નં. ૧૯૬૯, રાયખડ અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ; આદિત્ય મુદ્રણાલય, રાયખડ અમદાવાદ.

પુસ્તક ૩ જું · કાર્તિક • ૨૦૦૧ · અંક ૨-૪

# પ્રકૃતિ

**PRAKRITI**

**Journal of the Gujarat Natural History Society**



તંત્રી
હરિનારાયણ આચાર્ય




સહતંત્રી
રતિલાલ ખરાદી

ગુજરાત પ્રકૃતિ મંડળ
૫૭, પ્રીતમનગર, એલીસબ્રીજ • અમદાવાદ

### ચરકસંહિતા :

મંડળના સભ્ય અને જામનગર રાજ્યના ચીફ મેડીકલ ઑફીસર ડૉ. પ્રાણજીવનદાસ મહેતાની અથાગ પ્રયત્નશીલતાને પરિણામે જામનગર રાજ્યે ચરકમુનિ પ્રણીત 'ચરકસંહિતા'નું સંસ્કરણ છ ભાગમાં પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો છે અને એ સંસ્કરણનું કાર્ય ડૉ. મહેતાની પ્રેરણા અને દોરવણી હેઠળ દાક્તરો અને વૈદ્યરાજોના મંડળે આરંભી પણ દીધું છે. ઇચ્છીએ કે એ સફળ થાઓ.

## બે શોકજનક અવસાનો

એડવર્ડ ચાર્લ્સ સ્ટુઅર્ટ બેકર. ભારતવર્ષનાં પંખીઓનો અનન્યસાધારણ પરિચય ધરાવનાર આ વિદ્વદ્વરના ૭૯ વરસની પાકટ વયે થયેલા દેહાન્તની નોંધ લેતાં અત્યંત શોક થાય છે. સ્ટુ. બેકર સને ૧૮૮૩માં હીંદી પોલીસખાતામાં જોડાયા હતા. એમની નોકરીનો મોટો ભાગ આસામમાં ગાળ્યો હતો, જ્યાં એ ઈન્સ્પેક્ટર જનરલ સુધી પહોંચ્યા હતા. આરંભમાં એ કેવળ પંખીઅવલોકનમાં જ તન્મય રહેતા; શાસ્ત્રીય વર્ગીકરણમાં તો એ ખૂબ મોટી ઉંમરે પડયા હતા. તમામ પક્ષીઓનો અદ્‌ભુત પરિચય હોવા ઉપરાંત એમને 'કકૂ' વર્ગનાં પંખીઓની જીવનસમસ્યાઓમાં ઊંડો રસ હતો. એ વિષયનું એમનું પુસ્તક 'Cuckoo Problems' (૧૯૪૨) અજોડ ગણાય છે. એમનો પંખીઓનાં ઇંડાંનો સંગ્રહ પણ અદ્વિતીય હતો. આજે એ બ્રીટીશ મ્યુઝિયમમાં છે.

નોકરીમાંથી નિવૃત્ત થઇ એ લંડન ગયા અને ત્યાં બ્રીટીશ મ્યુઝિયમમાં ધામા નાખ્યા. પૌરસ્ત્ય દેશોમાં પંખીઓ વિષે, જગદ્‌ભરના પક્ષિવિદોના એ પ્રમાણપુરુષ હતા. એવી વિદ્વત્તાના પરિણામે હીન્દી સરકારે 'ફૉના ઓફ ધી ઇન્ડીઆ' ગ્રંથમાળાનું પક્ષિવિષયકગ્રન્થનું સંપાદનકાર્ય એમને સોંપ્યું અને ૮ ભાગમાં એમણે એ પૂરું કર્યું. એકધારાં ૬૦ વરસની અખંડ તપશ્ચર્યા કરનાર એમના જેવો પક્ષિવિદ્ એકાદ સૈકામાં પણ નહિ જડે. એમની અન્ય રચનાઓમાં ભારતવર્ષનાં કબૂતર હોલાં વિષેનો ગ્રંથ, ભક્ષ્ય પંખીઓના ત્રણ ગ્રંથ, વગેરે છે. ઈંગ્લંડની બ્રી. ઓરનીથોલોજીકલ યુનીયનના એ મંત્રી અને ખજાનચી હતા. ભારતસરકારનાં કેટલાંય કમીશનના સભ્ય પણ હતા.

એ. ઇ. મોસ્ : ઉ. ગુજરાત અને કાઠિઆવાડનાં દેશી રાજ્યોના વહીવટના નિરીક્ષક તરીકે સદ્‌ગત લેફ-કર્નલ મોસનું મોટા ભાગનું જીવન આપણા પ્રાંતમાં ગયું હતું. ગુજરાતનાં પ્રાણીઓના અભ્યાસી હોવા ઉપરાંત આપણાં પતંગીઆં અને દીપડાના જીવનવ્યવહારના એ તલસ્પર્શી જ્ઞાતા હતા. એક વિશિષ્ટ જાતના પતંગીઆની જીવનસમસ્યાના ઉકેલ અંગે મારો અને એમનો પ્રત્યક્ષ પરિચય થયેલો. એ પ્રસંગે ભાવનગરમાં એમના સંગમાં ગાળેલા ત્રણ કલાકમાં મને એમના અપાર સૌજન્ય અને વિશાળ અનુભવનાં દર્શન થયાં હતાં. મુંબાઈની નેચરલ હીસ્ટરી સોસાયટીના જર્નલમાં એમનાં અવલોકનોની નોંધો આવતી, એમાં ગુજરાતકાઠિયાવાડનાં પતંગીઆં અને દીપડા ઉપરની નોંધો મુખ્ય છે. ગુજરાતના પ્રાણિજીવનના યુરોપીઅન અભ્યાસીઓના ગયા યુગના એ છેલ્લા પ્રતિનિધિ હતા. ઉ.

પ્રકાશક : હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય, સે. નં. ૧૬૬૯, રાયખડ અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ; આદિત્ય મુદ્રણાલય, રાયખડ અમદાવાદ.

# પ્રકૃતિ

**PRAKRITI**

**Journal of the Gujarat Natural History Society**

તંત્રી

હરિનારાયણ આચાર્ય




સહતંત્રી

રતિલાલ ખરાદી

ગુજરાત પ્રકૃતિ મંડળ

૫૭, પ્રીતમનગર, એલીસબ્રીજ, • અમદાવાદ

પુસ્તક ૩ જું
અંક ૩-૪

# પ્રકૃતિ

કાર્તિક : સં. ૨૦૦૧
વાર્ષિક મૂલ્ય રૂપીઆ

તંત્રી: હરિનારાયણ આચાર્ય
સહતંત્રી : રતિલાલ ખરાદી
ગુજરાત પ્રકૃતિ મંડળ
૫૭ પ્રીતમનગર
એલીસબ્રીજ, અમદાવાદ



વિષય સૂચી



PRAKRITI: Journal of the Gujarat Natural History Society

## કચ્છની ભૂમિરચના વિષે

ભૂવિદ્યા અને ભૂસ્તરવિજ્ઞાનની દૃષ્ટિએ, કચ્છની ભૂમિની વિસ્તૃત સમીક્ષા 'જીઓલોજી ઑફ કચ્છ' (જીઓલો. સર્વે. ઇન્ડી. મેમ્વર, સને ૧૮૭૨) માં ડૉ. એ. ડબલ્યુ. વિન્ને નામના વિદ્વાને કરેલી છે. એ ગ્રંથમાં કચ્છના ભૂખંડનાં ઘટક પડોની વિભાગવ્યવસ્થા આ પ્રમાણે દર્શાવી છે (પૃષ્ઠ ૪૮):

| સમૂહો | ઉપ-વિભાગો | કાલ |
|---|---|---|
| અર્વાચીન | રજોમય, ઊડી આવેલી રેણુ અને અર્વાચીનતર જમાવો | પ્રભૂતતમ નવજીવ-સૃષ્ટિનો |
| તૃતીય | ઉપલાં તૃતીયયુગીય | પ્રાયઃ પ્રભૂત અને અલ્પસંખ્યેય નવજીવ-સૃષ્ટિ ઉભયનો |
| | વિસંગતિ | |
| | મત્સ્યપાષાણ સમૂહ (અશ્મીભૂત અવશેષપૂર્ણ) | અલ્પસંખ્યેય નવજીવસૃષ્ટિનો અથવા નવજીવસૃષ્ટિના ઉષઃકાલના આરંભનો |
| | સિકતાપાષાણ સમૂહ | |
| | મુદ્રાપાષાણ સમૂહ | નવજીવસૃષ્ટિના ઉષઃકાલનો |
| જ્વાલામુખી તૃતીય | જીપ્સમ કર્દમપ્રસ્તરો<br>અવાન્તર મુદ્રાપાષાણ<br>સ્તરબદ્ધ સોપાનશિલાઓ અને આનુષંગિક સોપાનાન્તર્ગતપડો<br>અર્વાક્-સોપાન-બૃહદ્ વાલુકાકણો | |
| | વિસંગતિ | |
| જુરાસિક | ઉપલા જુરાસિક સમૂહ<br>હેઠલા જુરાસિક સમૂહ | અંડાણુ શિલાઓનો |
| રૂપાન્તરિત પાસાદાર | સાયનાઇટ | |
| સોપાનીય | આગન્તુક સોપાનશિલાઓ | |

આમાં સૌથી વધુ વિસ્તરેલો અને વિકાસ પામેલો શિલાસમૂહ 'જુરાસિક'નો છે. વિન્નેએ એના બે વિભાગ પાડેલા છે: ઉપલાં જુરાસિક પડો અને હેઠલાં જુરાસિક પડો. આમાં જેને 'હેઠલાં જુરાસિક' કહ્યાં છે તે વસ્તુતયા 'વચલાં જુરાસિક' છે. કચ્છનાં સૌથી હેઠલાં જુરાસિક તો 'બાથોનિઅન' પડો છે.

કચ્છની આ વિશિષ્ટ 'જુરા' ભૂરચનામાં વિવિધ પ્રાણીઓના અશ્મીભૂત અવશેષો દટાયલા જડી આવે છે. એ સર્વમાં વિવિધતામાં અને વ્યાપકતામાં પ્રાધાન્ય ભોગવે છે 'મેષશૃંગીઓ': AMMONITES. આ પ્રાણીઓના ઉત્ખાત અવશેષોનો આદિ વર્ણનગ્રન્થ ડૉ. ડબલ્યુ વાગેન નામના વિદ્વાને સને ૧૮૭૩-૭૬ માં લખ્યો હતો. તદનંતર એ જાતના અવશેષોનો સંસ્કરણાત્મક દ્વિતીય ગ્રંથ લખાયો સને ૧૯૨૭-૩૩ ના ગાળામાં. એ ગ્રન્થનો પૂર્ણાહુતિ કરતાં, એનો વિદ્વાન પ્રણેતા ડૉ. એલ. એફ. સ્પાથ ઉચ્ચારે છેઃ (પૃષ્ઠ vii)

'I have repeatedly had occasion to acknowledge the help received from Mr. J. H. Smith of Bhuj, and it will be clear to anyone who uses this memoir that without his rich collections and valuable, stratigraphical notes, the revision of the Kacch cephalopod fauna would have been very incomplete.' જેના નિઃસ્વાર્થ સાહાય્યપ્રદાનને અનુલક્ષીને સ્પાથે આ ઉદ્‌ગાર કહાડ્યા છે, એ શ્રીસ્મિથ, તે

## જ્હોન હ્યુબર્ટ સ્મિથ, એમ. એ. (ઑક્સફર્ડ)

કચ્છના મહારાવશ્રીના હજુર મંત્રી અને કેળવણી-ખાતાના ઉપરિ; કચ્છનાં ખનિજ દ્રવ્યો, ભૂરચના અને પ્રાણિ અવશેષો, સવિશેષ મેષશૃંગીઓના અનન્યસાધારણ વિશેષજ્ઞ. શ્રીસ્મિથનો જન્મ સને ૧૮૭૨માં લંડન પાર્શ્વવર્તી ક્રોયડનમાં થયો હતો. પ્રારંભિક શિક્ષણ કેન્ટરબરીની કિંગ્ઝ સ્કુલમાં (સને ૧૮૮૪-૯૧) પૂરું કરીને એ ઑક્સફર્ડ વિદ્યાપીઠની એક્સીટર કૉલેજમાં દાખલ થયા અને ત્યાંથી સને ૧૮૯૫માં થીઆલૉજી ફાઇનલ્સમાં એમ. એ. થયા. ભારતવર્ષમાં આવીને આરંભમાં એમણે બેન્ગ્લોરની બિશપ કૉટન સ્કૂલના વોર્ડન, વરિષ્ઠ

[ કુમારના સૌજન્યથી ]

કામ કર્યું. ત્યાંથી દીલ્હી કૉલેજના પ્રિન્સીપલપદે થોડો સમય રહ્યા. પછી સને ૧૯૦૨ માં એ કચ્છના યુવરાજ (હાલના રાજકર્તા)ના શિક્ષક નિમાયા અને તે દિવસથી આજ પર્યંત એ કચ્છમાં જ રહ્યા છે.

શ્રીસ્મિથના પિતા ધર્મગુરૂ હોવા છતાં એમણે એમના જ્યેષ્ઠ પુત્રને એની દશ વર્ષની વયે જ પતંગીઆંના વિદ્યાભ્યાસને રવાડે ચઢાવી દીધો હતો, વચેટ પુત્રને પક્ષીઓના જીવનવ્યવહાર અને ઇંડાંના અવલોકનનો રસીઓ બનાવ્યો હતો અને કનિષ્ઠ જહાનને હંસરાજ—એમનું નિવાસસ્થાન કેન્ટ પરગણાની રમણીય ગ્રામસીમમાં હતું એથી—વનસ્પતિના અભ્યાસનો નાદ લગાડયો હતો. શ્રીસ્મિથને હંસરાજ કરતાં ચાકમાં મળી આવતા વિશિષ્ટ ઉત્ખાત અવશેષોનું વિશેષ આકર્ષણ હતું અને એની પાછળ મંડયા રહેવાની ભારે લગની લાગી હતી: જો કે આ શોખને પૂરો કરવાનો અવસર તો મળ્યો છેક ત્રીસ વરસ પછી, એ કચ્છમાં આવ્યા ત્યારે. કચ્છમાં કામમાંથી બચતા સમયમાં શ્રીસ્મિથ ભુજની આસપાસની ભૂમિરચનાનું અવલોકન કરતા. એક દિવસ, ભુજથી ચાર માઇલ છેટે, એક અદ્ભુત વસ્તુ એમનો હાથમાં આવી. એ હતો એક સુંદર કોષનો અશ્મીભૂત અવશેષ. એમણે કલકત્તા પૂછાવ્યું. કલકત્તા (જીઓલોજીકલ સર્વે ઑફ ઇન્ડીયા ખાતા) એ સહેજ પાડી કે એ અવશેષખંડ મેષશૃંગી નામના પ્રાણિવિશેષનો હતો. સાથે સાથે કચ્છનાં મેષશૃંગીઓનો વાગેનનો ગ્રંથ લઇ લેવાની સલાહ પણ આપી. અને એ તો ભારે પ્રોત્સાહક નીવડયું. પછી તો મેષશૃંગીઓ શોધી કહાડવાં અને વાગેનના મહાન ગ્રન્થના આધારે એમને ઓળખવાં, એમનાં નામકરણ કરવાં—એ ઊંડા આનંદનો વિષય થઇ પડયો. છતાં મેષશૃંગીઓના એવા પણ વિશિષ્ટ નમુના મળી આવ્યા હતા કે જેમનો, વાગેને વર્ણવેલા નમૂનાઓ સાથે મેળ ખાતો ન હતો. સદ્ભાગ્યે એ અરસામાં કાર્મેનશાહમાં (ગયા વિશ્વયુદ્ધ પ્રસંગે) શ્રીસ્મિથને જીઓલૉ. સર્વેવાળા ડૉ. પિલ્ગ્રીમનો પ્રસંગ પડયો. પિલ્ગ્રીમે જણાવ્યું કે ડૉ. સ્પાથ, મેષશૃંગી વિષયનાં વાગેનનાં તેમ જ અન્ય સંશોધકોનાં લખાણોનું સંસ્કરણ કરવાના છે. આ ઉપરથી શ્રીસ્મિથે કચ્છનાં મેષશૃંગીઓના અવશેષો ડૉ. સ્પાથને લંડન મોકલવા માંડયા. એ કાર્યમાં જીઓલૉ. સર્વેએ અને કચ્છના સદ્ગત મહારાવશ્રી ખેંગારજીએ એમને ભારે મદદ કરી. જેના યોગે હજારો નમૂના સ્પાથને પહોંચી ગયા અને એના આધારે એ મેષશૃંગીઓની અનેક અજ્ઞાતપૂર્વ જાતો અને રૂપાન્તરોને ઓળખવા શક્તિમાન થયા. એ ઉપરાંત કચ્છની ભૂમિમાં યુગયુગાન્તરે પ્રકૃતિએ કરેલાં ચિત્રવિચિત્ર પરિવર્તનોના અવશેષોનાં સૂક્ષ્મ અવલોકન દ્વારા કચ્છના ભૂસ્તરની શ્રીસ્મિથે એકઠી કરેલી અમૂલ્ય હકીકતો સ્પાથનો ગ્રંથ લખવામાં ભારે કિંમતી નીવડી. કારણ કચ્છના મેષશૃંગીઓ અને એમને ગર્ભમાં સંઘરનાર ભૂમિસ્તરોનું શ્રીસ્મિથનું જ્ઞાન અને અનુભવ અજોડ છે. વિન્ને, ફેડન, વાગેન, સ્ટોલિક્ઝકા, બ્લેક, સ્પાથ, રાજનાથ, વગેરે વિદ્વાનોએ મેષશૃંગીઓ અને એમનાં પડો વિષે પુષ્કળ સંશોધન કરેલું છે છતાં એમાંના ઘણાખરાનો કચ્છનો પ્રત્યક્ષ પરિચય તો પરિમિત કાળ પૂરતો જ હતો, જ્યારે શ્રીસ્મિથના જીવનનો લગભગ અરધો સૈકો

એટલો સુદીર્ઘ કાળ કચ્છના વિવિધ વિસ્તારોનાં અંગેઅંગના એકાન્ત અભ્યાસમાં અને મેઘશૃંગીઓના સતત પરિચય અને અવલોકનમાં-વ્યતીત થયો છે. રાજસેવાની ફરજો બજાવીને એ બેસી રહ્યા હત અને આવા અભ્યાસને હાથ ન લગાડયો હત તો એમને કોઇ પૂછનાર ન હતું. પરંતુ અંગરેજ જાતિના સ્વભાવાનુસાર એમણે ધંધામાંથી બચતો અશેષ સમય જ્ઞાનપ્રાપ્તિમાં ગાળ્યો અને પરિણામે, કરોડો વર્ષ સુધી કચ્છના ભૂગર્ભમાં દટાઇ રહેલાં કેટલાંય મેઘશૃંગીઓનાં અંધકારમય જીવનને પ્રકાશમાં લાવીને શ્રીસ્મિથે ગુજરાતને તેમજ ભારતવર્ષ સહિત સમસ્ત વૈજ્ઞાનિક જગતને જ્ઞાનસમૃદ્ધ બનાવ્યું. છતાં શ્રીસ્મિથ ધંધાદારી ખનિજશાસ્ત્રી કે ભૂમિવિદ નથી. એ તો છે કેવળ વિદ્યાવ્યાસંગી: ઘોંઘાટ, ધમાલ અને તમાશાગીરીથી સદૈવ દૂર રહેનાર, એકાન્ત વિચારશીલ અભ્યાસપ્રિય.

* * * * * *

**શ્રીસ્મિથના** એ અગાધ જ્ઞાનસાગરમાંથી કતિપય બિન્દુમાત્ર ગુજરાત આગળ પ્રથમ મૂકવાનો અવસર 'પ્રકૃતિ'ને મળ્યો છે, એ ગૌરવની વાત છે. જો કે શ્રીસ્મિથનાં અવલોકનોને પૂરો ન્યાય આપવા માટે તો 'પ્રકૃતિ' જેવાં અલ્પકાય સામયિકો નહિ પણ રસાયનના જેવા મહાભારત ગ્રંથ ગુજરાતીમાં રચાવા જોઈએ. આપણે આશા રાખીએ કે શ્રીસ્મિથ આ દેશ છોડી જાય તે પૂર્વે એમનાં અપૂર્વ સંશોધનોનો વારસો ગુજરાતને આપતા જાય.

**આપણા** ત્યાં પ્રકૃતિના અભ્યાસનો વ્યાસંગ બહુ ઓછાને હોય છે એટલે પ્રાચીન-જીવવંશવિદ્યાથી પરિચિત કોઈક જ નીકળે. ગુજરાતી સાહિત્યમાં પણ આ વિષયનો સ્પર્શ થયાનું જાણવામાં નથી, એટલું જ નહિ પણ ભારતવર્ષમાં જીઓલો. સર્વેનાં પ્રકાશનો બાદ કરીએ તો અન્ય વૈજ્ઞાનિક સામયિકોમાં પણ એને લગતું સાહિત્ય અત્યંત પરિમિત છે. દા. ત. મુંબાઇની નેચરલ હિસ્ટરી સોસાયટીના સુપ્રસિદ્ધ જર્નલમાં પણ છેલ્લાં ૫૮ વર્ષમાં આ વિષયના માત્ર ૧૧ લેખ જ પ્રસિદ્ધ થયા છે. એમાંના ૨ બ્લેકના, ૮ શ્રીસ્મિથના અને ૧ શ્રીસ્મિથના લેખોપરની નોંધ રૂપે. અને તે બધાય કચ્છનાં જુરા પડો અને તેમાંનાં મેઘશૃંગીઓ વિષેના. એ જ આ વિષયની મહત્તા અને નવીનતાનું સૂચક છે. એથી આ સાથેના લેખમાં, મેઘશૃંગીઓ એટલે શું, એ કેવાં હોય છે, કચ્છમાં ક્યાંથી મળે છે તથા ભૂસ્તરના સાથે એમનો સંબંધ કેવો હોય છે—એ વિષયની કેવળ રૂપરેખાદ્વારા, મેઘશૃંગીઓનો સરળ ભાષામાં પરિચય કરાવવાનો પ્રયત્ન કરીને શ્રીસ્મિથે સંતોષ માન્યો છે. નવો વિષય અને અપરિમિત પરિભાષા હોવા છતાં શ્રીસ્મિથે વિષયને રોચક રીતે ચર્ચ્યો છે. એમાં ક્લિષ્ટ દુર્બોધતા કે અસંબદ્ધતા દેખાય તો તે ભાષાંતરકારના અજ્ઞાનનો કે પ્રમાદનો જ પરિણામ છે: નહિ કે શ્રીસ્મિથની વિદગ્ધતા કે વિવેચનાશક્તિની ઊણપનો. —તંત્રી

# કચ્છનાં મેષશૃંગી

જહૉન હ્યુબર્ટ સ્મિથ, એમ. એ. (ઑક્સફર્ડ)
કેળવણી ખાતાના ડીરૅક્ટર, ભૂજ, કચ્છ

(પ્રકૃતિ માટે ખાસ લખેલા અંગરેજી લેખનું ભાષાન્તર)

**આરંભમાં** જ મારે કહેવું જોઇએ કે આપણા તંત્રીના આગ્રહભર્યા આમંત્રણને લઈને જ મેં આ લેખ લખ્યો છે. હું તલસ્પર્શી જ્ઞાનનો અભિયોગ કરતો નથી એટલે નિષ્ણાતોને આમાંથી ટીકા કરવા જેવું મળી આવે તો હું એમને સફળતા ઇચ્છું છું અને એમની ક્ષમા યાચું છું. ડૅ. નામદાર મહારાવશ્રી ખેંગારજી (ત્રીજા)ના અનુગ્રહથી મને ઉત્ખાત અશ્મીભૂત અવશેષોની શોધમાં કચ્છના જુદા જુદા ભાગોમાં ફરવાનો અવકાશ અને સાધનો સોંપાયાં હતાં. મેષશૃંગીઓ (ammonites) દ્વારા કચ્છની ભૂમિની સ્તરપરંપરા (stratigraphy) વિષે હું ઘણું શીખ્યો છું અને મને શ્રદ્ધા છે કે જ્યારે ફરીથી જરૂરી સાધનસામગ્રી મેળવી શકીશું ત્યારે કચ્છના ભૂગર્ભમાં રહેલા (artesian) પાણીનો પત્તો મેળવવામાં મારૂં એ જ્ઞાન ઉપયોગી થઇ પડશે. ઉત્ખાત અવશેષો (fossils) સંબંધમાં તો મારે એટલું જ કહેવાનું છે કે લંડનના સાઉથ કેન્સીંગ્ટનના નેચરલ હિસ્ટરી મ્યુઝિયમના ડૉ. એલ. એફ. સ્પાથ, એફ. આર. એસ. ને મેષશૃંગીઓના કાંઇ નહિ તોય હજારો નમૂના હું મોકલી આપી શક્યો હતો. મોટા ભાગે એ નમૂનાઓએ જ સ્પાથને 'કચ્છના શીર્ષપાદી પ્રાણિસમુદાયનું સંસ્કરણ'[1] વિષયનો એનો ૭ ભાગનો મહાભારત ગ્રંથ—જે એણે સને ૧૯૨૭ થી ૧૯૩૩ વચ્ચે પરિપૂર્ણ કર્યો હતો—લખવા શક્તિમાન કર્યો હતો. આ ગ્રંથ હિન્દી સરકારની આજ્ઞાથી જીઑલોજીકલ સર્વે હસ્તક પ્રસિદ્ધ થતી ગ્રંથમાળા 'પેલીઑન્ટોલોજીઆ ઇન્ડીકા'માં પ્રકટ થયો છે.

---

[1] અંગરેજી નામ: Revision of the Jurassic Cephalopod Fauna of Kachh (Cutch), by L. F. Spath, D. Sc., F. R. S., F. G. S. ડૉ. વાગેનનો ગ્રંથ પણ પેલીઑન્ટ ઇન્ડીકા ગ્રંથમાળામાં જ પ્રસિદ્ધ થયો હતો.

વાગેને (Waagen) મેષશૃંગીઓના અવશેષોના ૨૨૩ નમૂના વર્ણવ્યા છે, જ્યારે સ્પાથે ૬૬૦૦ નમૂનાઓના આધારે એમનો સંસ્કરણ ગ્રંથ લખ્યો છે. આ સમૃદ્ધ ભંડાર વિષે સ્પાથ લખે છે: It will be seen that Kachh may well claim to possess a wealth of Jurassic Cephalopoda not inferior to that of any European district and often in an excellant state of preservation. (p. v.) આટલી અમૂલ્ય અવશેષસમૃદ્ધિમાં શ્રી સ્મિથના ફાળા વિષે સ્પાથ લખે છે: ...at present I owe about 3800 more specimens to the labours of the same enthusiastic collector. (અર્થાત્ શ્રી સ્મિથ) There is no doubt that our advance in Kachh Jurassic stratigraphy, and what success the present Memoir (એટલે સ્પાથનો ૧૪" × ૧૦" કદનાં ૯૪૬ પૃષ્ઠ અને હજાર ઉપરાંત ચિત્રોની ૧૩૦ પ્લેટોવાળો મહાભારત ગ્રંથ) may claim to have achieved, are in large measure due to the work of Mr. J. H. Smith.

—તંત્રી

## ૧. કચ્છનાં પડો

**નદીઓનાં** આક્રમણથી ઘસાતી જમીન, સમુદ્રના પેટાળમાં કે સરોવરોનાં તળીયે સતત ઘસડાઇ જઇ રહી છે. વાયુ (gas)ના દબાણથી, જ્વાંલામુખી ફાટવાથી, પૃથ્વીના પટમાંની ફાટોમાંથી નીકળતાં ઓગળેલાં પદાર્થ (bava)નાં ધીમાં વહેણથી અથવા ભૂમિમાતાના હળવા શ્વાસોચ્છવાસને પરિણામે ભૂગર્ભમાંથી ઉપડી આવેલા ઉત્પાતોના યુગોએ કાંપના જમાવની આ એકધારી પરંપરામાં અનિયમિતતા આણી મૂકી છે.

આ રીતે સમુદ્રના તળીયે અને સરોવરની હેઠળ વેળુના બારીક રજકણો, ફેલ્સપાર, ચૂનો અને કહોવાયલી વનસ્પતીના થર પથરાયલા છે. તેથી વેળુનાં, માટીનાં કે ચૂનાના પત્થરના અથવા એ બધાંના સંમિશ્રણનાં પડો આપણને મળી આવે છે.

એક કાળે કચ્છ નહતો. ગ્રેનાઇટ શિલાઓની બનેલી પુરાકલ્પની અરવલ્લિગિરિમાળા, (સમુદ્રના તળીયાના અન્વીક્ષણના આધારે), આજે જે કચ્છ છે તેની હેઠળ અત્યંત ઊંડાણમા પથરાઇ, અરબી સમુદ્રના તળીયે થઇ, સોમાલીલેન્ડમાં પુનઃ ઉપસી આવેલી લાગે છે. કરોડો વરસો પર્યંત આ પર્વતો ઉપર કાંપ જમતો રહ્યો. પછી પૃથ્વીદેવીએ એમની સુષુપ્તિમાં શ્વાસ લીધો અને કાંપના આ થરોનાં ઉપલાં પડો સમુદ્રમાંથી બહાર ઉપડી આવ્યાં અને કચ્છનો જન્મ થયો.

હવે આપણે અહિં સૌથી હેઠળનાં જે પડો સપાટી ઉપર ઉપડી આવેલાં છે તે, ભૂવિદોમા જે 'વચલાં જુરાસિકનાં પડો' નામે જાણીતાં છે તે છે. એમને આવું નામ એમાં મળી આવતા ઉત્ખાત અવશેષોની, જીનેવાની ઉત્તરે આવેલા જુરા (Jura) આલ્પ્સ પર્વતો (જુઓ ચિત્ર) માંના ઉત્ખાત અવશેષો સાથેની સરખામણી ઉપરથી આપવામાં આવ્યું છે. વખતે બીજાં હેઠળનાં પડો, જેવાં કે ટ્રાયસ, કારબોનિફ્રસ અને ડેવોનિઅનનાં, વધુ ઊંડે આવેલાં પણ હોય. હું તો કહું છું કે રણમાંના પચ્છમ બેટમાંના કાળા ડુંગરની ૧૫૦૦ ફૂટની ઊભી કરાડના મૂળમાં લિઆસ યુગનાં પડો—જે સામાન્ય રીતે આપણાં બાથોનિઅનની હેઠળ આવેલા હોય છે તે—શોધી કઢાડવાની મને હજુય ઉમેદ છે. હુ નથી માનતો કે આ ઊભી કરાડને અવશેષો માટે હજુ સુધી ધ્યાનપૂર્વક તપાસવામાં આવી હોય.




'જુરા'પર્વતની પડરચના (લાયલના આધારે)
૧, ૨: મોભારીયાં જેવી બહિર્ગોળ પડરચના
(Anticlines)

પણ મૂળ વાત ઉપર આવીયે. ભૂવિદ્યાવિદોએ આ જુરાસિક પડોને, એમાંના મિત્શૃંગીઓની વિશિષ્ટ જાતોના અને વળી વનસ્પતિના સમુદાયના આધારે પાડેલા ઉપવિભાગોવાળી ત્રણ—હેઠલી, વચલી, ઉપલી—શ્રેણીઓમા વહેંચી નાખેલાં છે.

પછી તો પૃથ્વીના પોપડાએ પણ રમતમાં ઝુકાવ્યું અને પડોને, વચલા ભાગમાં ખીણોવાળા ડુંગરોના રૂપમાં ઉપાડી નાખનારાં દબાણો કે ભીચડામણ, ઉત્તરમાંથી કે દક્ષિણમાંથી આવી પહોંચ્યાં. આ દબાણો મુખ્યત્વે તો ઉત્તરમાંથીજ આવેલાં; પણ હું એક સ્થળ જાણું છું કે જ્યાં દક્ષિણે પોતાની વારી લીધેલી અને વળતો હુમલો કરેલો. આનો નિર્ણય આપણે ડુંગરોનાં બહિર્ગોળ (ભીભારીયાં જેવાં : anticlines) પડોના આકાર ઉપરથી કરી શકીએ છીએ. ટેબલ ઉપર પાથરેલા ઓછાડને આંગળીના ટેરવાથી દબાવી રાખીને ખસેડીએ તો એમાંની કરચલી, દબાણવાળા ભાગે ઊભી ધારવાળી અને સામેની બાજુએ હળવા ઢોળાવવાળી હોય છે. મધ્ય-કચ્છમાં મોટા ભાગની આપણી ડુંગરાની ધારો, એમના ઉત્તર પડખે ઊભી કરાડવાળી અને દક્ષિણ બાજુએ હળવા ઢોળાવવાળી હોય છે. માત્ર પશ્ચિમ વાગડમાં કંથકોટ પાસે આથી ઉલટી પરિસ્થિતિ છે.

કચ્છના ભૂસ્તરના નકશામાં નજર કરતાં, કચ્છના મધ્ય અને ઉત્તર તરફના ભાગોમાં આડા વિસ્તરેલા અને પચ્છમ, ખડીર અને બેલા બેટોમાં પુનઃ નીકળી આવતા જુરાસિક પ્રદેશો લાલરંગે× દર્શાવેલા નજરે પડે છે. વચ્ચે વચ્ચે એમને ઘેરા લીલા રંગની રેખાઓથી કે ટપકાંથી અંકિત કરેલા છે, જે રેખાઓ કે ટપકાંઓ પૃથ્વીના પોપડાઓમાંની ફાટોમાંથી નીકળી આવેલા જ્વાલામુખીના રસ (લાવા)ના નિદર્શક છે. અનેકવેળા અત્યંત કઠણ જ્વાલામુખી પદાર્થની દીવાલો ટટ્ટાર ઉભેલી અને એકાદ માઈલ અગર એથીયે વધુ કેટલાક માઈલો સુધી, (સામાન્ય રીતે) સીધી લીટીમાં દોડી જતી તમારા જોવામાં આવશે.

મારી ધારણા પ્રમાણે તો, જેસલમેર અને બલોચિસ્તાનમાંનાં કેટલાંક બહિર્ગત પડો (outcrops) સિવાય, ભારતવર્ષનો એવો અન્ય કોઈ પણ ભાગ નથી કે જ્યાં વચલાં જુરાસિક પડો જમીનની સપાટીએ આવેલાં હોય. આ અપવાદરૂપ પડો પણ, આપણાં પડોના જ ક્રમાનુસારી 'વિવર્ત' (waves) માત્ર હોય. ગોંડવાના પડો, હું માનું છું તેમ, જુરાસિક કાળના અંતભાગનાં છે.

આપણાં આ જુરાસિક પડોના આખા દક્ષિણ પડખાની કિનારીએ પડેલી અને એમના પૂર્વ અને પશ્ચિમ છેડાઓને ઓતરાદો વળાંક લેતી, એક ૧૫૦ માઈલ લાંબી અને ૪ થી ૧૦ માઈલની (ઉત્તરથી દક્ષિણ) ઓછીવત્તી પહોળાઈવાળી બેસાલ્ટ (Basalt; જ્વાળામુખીજનિત) ડુંગરોની ધાર આવેલી છે. ઓગળેલો પદાર્થ (લાવા) એક લાંબી ફાટમાંથી અથવા અનેક ફાટોની પરંપરામાંથી ઊભરાઈ આવતો, ફાટની બન્ને તરફ રેલાયલો હોવો જોઈએ. ચીરાડો પોતે નજરે પડતી નથી. કોતરો સિવાયના અન્ય ભાગોમાં લગભગ જ ઝાડપાનવાળા અને વિશિષ્ટ જાતના ઘાસથી છવાયલા

---

× જીઓલોજીકલ સરવેએ છપાવેલો રંગીન નકશો પ્રસિદ્ધ કરવાની સરકારી પરવાનગી મળે તેમ ન હોવાથી, અહિં એને સ્થાને, માત્ર ભૂરચનાનાં પડોનું ઉદ્‌બોધક કચ્છનું રેખાચિત્ર આપીને ચલાવી લેવું પડ્યું છે. આ ચિત્રમાં નાની જાડી કાળી લીટીઓ લાવાની દીવાલોની દર્શક છે. —તંત્રી

(બેસાલ્ટના) નીચા ગોળ ઘુંમટો આપથી સ્હેલાઈથી ઓળખાય છે. નાળાંમાં આવી ને શિલાઓ નજરે પડે છે તે કાળાશ પડતા ભૂખરા રંગની હોય છે અને એના પત્થરા રસ્તો બનાવવાની સારામાં સારી સામગ્રી થઈ પડે છે.

જ્યાં સુધી મારા જોવામાં આવ્યું છે ત્યાં સુધી પડખેનાં જુરાસિક પડોમાં જરા પણ ઉથલપાથલ થઇ દેખાતી નથી: થઇ હોય તો નહિ જેવી. આ બીનાના આધારે હું ધારૂં છું કે (લાવારસના) ઉત્ક્ષેપો ધીમા, ક્રમિક ગળાઈને આવતા ઉભરારૂપે થયા હશે. દાખલા તરીકે: ભૂજિયા ડુંગરાનું ટોપચું બેસાલ્ટનું છે જે, જુરાસિક કર્દમપ્રસ્તરો (Shales) વચ્ચેથી, જ્યાં સુધી દેખાય છે ત્યાં સુધી તો, એમને રજ પણ આઘાપાછા કર્યા સિવાય, ઊપડી આવેલું છે એટલે હું સુચવું છું કે આ (લાવાના) ઉત્ક્ષેપો કોઇ બળવાન ધસારાબંધ્યાં ઊભરાના નિદર્શક નથી પણ યુગો પર્યંત સતત મન્દવાહી ઓગળેલા પદાર્થના (લાવા)રસના માત્ર સૂચક છે.

બેસાલ્ટ ડુંગરોની આ લાંબી હારમાળાની બહારની ધારોની પૂર્વ, દક્ષિણ અને ઉત્તર ભણી અર્ધવર્તુલાકારે વીંટળાયલાં સપાટ મેદાનો, આજે દક્ષિણમાં કચ્છના અખાતપર્યંત વિસ્તરેલાં પરેલાં છે. આ મેદાનો, જુરાસિકોની ઉત્પત્તિ બાદ, યુગો પછીથી, સમુદ્રના તળીયે જામેલાં તૃતીયયુગી (Tertiary) પડોનાં બનેલાં છે. આમાંનો (સાધારણ રીતે) માટીવાળો પદાર્થ વેણુ કે માટી કે ચૂનામાટી કે ચૂનાના પત્થરનો બનેલો છે. એમાં મેષશૃંગી હોતાં નથી. મેષશૃંગીઓ તો દીર્ઘ ચાકયુગો (Cretaceous)* —જે જુરાસિક પછી આવ્યા હતા તે–માં નાશ પામી ગયાં હતાં. આ પડો (મારા જોવામાં આવ્યું છે ત્યાં લગી તો) રજ પણ અસ્તવ્યસ્ત થયેલાં નથી તેમ નકશામાં પણ તે, જ્વાલામુખી દીવાલો દર્શક ઘેરી લીલી રેખાઓથી અંકિત કરેલાં નથી. એ પરો રંગો બનાવવાના પદાર્થો, એલ્યુમિના અને કુલરની ગારી (ભૂતડો કે સરાખડો) વડે સમૃદ્ધ છે.

કોલસાનાં પરો ઉપરથી આપણે કહી શકીએ કે કચ્છ દરીયાની સપાટીની ઉપર અને પુનઃ એના તળીયે ચારેક વખત તો આવ્યો હશે જ. વખતે માતા વસુંધરાનો છેલ્લામાં છેલ્લો શ્વાસ સ્વભાવ કરતાં વધુ ઊંડો લેવાયો હોય અને એણે નવાં દરીયાઈ પરોને ભૂમિરૂપે ઊંચાં ઉપાડી નાખ્યાં હોય. વીંઝાણ અને માંડવી પારેના પાંચટીયા આગળથી મળી આવતા દરીયાઇ શંખલા દેખાડે છે કે ગમે તેમ પણ આ ભાગો દરીયાઇ પડો છે; અને નહિ કે નદીઓના અથવા સરોવરના કેવળ રેતીયા જમાવ.

---

* આપણા વાયવ્ય ખૂણામાં ઉપર, ઊકડા ડુંગરના મૂળમાં પાષાણખડકનો એક અનપેક્ષિત બહિર્દ્ગમ આવેલો છે, જેમાંથી 'ક્રીઓસેરસ' (Crioceros) ગોત્રનાં મેષશૃંગીઓ મળી આવેલા છે, જે ચાકયુગોના પ્રાન્તના જમાનાનાં નિદર્શક છે. આ 'ક્રીઓસેરસ' પડ કચ્છમાં બીજે ક્યાંઇ પણ થઈ નથી, તેથી લાગે છે કે ચાકયુગોમાં કચ્છ સમુદ્રતટ પાસેની મુખ્ય ભૂમિ હોવી જોઇએ પરંતુ અત્યંત ટૂંક સમય પૂરતો એનો કેટલોક ભાગ, ચાકયુગોના સમુદ્રની એક શાખા, પોતાનાં ચાકયુગીય 'ક્રીઓસેરોઇડો'ને સાથે ખેંચી લાવતી એના ઉપર ફરી વળી જાય એટલે નીચો બેસી ગયો હોવો જોઈએ,

## ૨

આગળ ત્રીજા ભાગમાં, જૂદાં જૂદાં પડોમાંથી મળી આવતા મેષશૃંગીઓની વિવિધ જાતો તરફ હું વળું ત્યાર પહેલાં કચ્છની પડરચના વિષે થોડીક નોંધો ઉપયોગી થઈ પડશે.

૧. જામેલા કાંપની શિલાઓ અને જમીનને કાપી જતા એકાદ નાળાની ભેખડોમાં, માટી, વેળુ, રેતાળ માટી, ચૂનાના પત્થર, વગેરે ગમે તેના પડની સરેરાશ જાડાઇ માપવાનું અત્યંત સરળ છે. એનું પોત અને વર્ણ એનો સારો જેવો ખ્યાલ બાંધવામાં મદદ કરે છે. પણ આપણે એવું પણ જોઇએ છીએ કે વાદળી માટીનું (દાખલા તરીકે) ૫ ફુટ જાડું એક પડ આગળ જતાં અદશ્ય થઈ ગયું હોય છે અગર તો વધીને ૧૦ ફુટનું થઇ ગયું હોય છે અને આવું જ બીજાં પડોનું. ત્રંબૌ આગળ કોલસાનું ઉપલું પડ માત્ર ૮ એક ઇંચનું છે. ત્યારપછીનું એનું (હેઠળનું) કદાચ ૧૨ એક ફુટની જાડાઇએ આવેલું બીજું પડ ૧૩ ઇંચનું છે. એથલિટા (Athleta) પડો કોઇક સ્થળે ૩૦ ફુટ જાડાં, તો અન્યત્ર ૧૦૦ ફુટ જાડાં હોય છે.

૨. ડુંગરાના. દા. ત: રણ ઉપર ઝુકતા કેરા ડુંગરાના, ઊંચા ઘુંમટનાં ઉપલાં પડ, ઊભી ચીરેલી ડુંગળીનાં છોડાં પેઠે, ઊતરી ગયેલાં હોય છે. આ પ્રમાણે ચિત્ર માં નં. ૧ સૌથી હેઠળનું પડ છે અને આપણા જોવામાં આવું આવે છેઃ—




ખુદ કચ્છના ઉત્તર સીમાન્તે આવેલા જુમારાના નીચા ડુંગરાનું પણ આવું જ છે. ડૉ. વાજનાથે કચ્છનાં પડો વિષેના એમના મહાન સંશોધન કાર્ય માટેની ઉત્તમ સામગ્રી શોધી કઢાડેલી, તે આ જુમારામાં જ.

૩. વિચ્છેદો. મારી પાછલી નોંધોમાં, પૃથ્વીના પોપડાની કોઇક 'સરતી'થી ડુંગરની ધારો ભીચડાઇ ઊભી થયાનો કે દબાણોનો મેં ઉલ્લેખ કર્યો હતો. આ દબાણો ઘણીવાર (મોભારીયાં જેવી) બહિર્ગોળ પડરચનાઓ (Anticlines) ઘડવામાં પરિણમ્યા છે પરંતુ કોઇકોઇવાર એનાથી આગળની શિલાઓના સામનાએ પ્રબળ બચાવ કરેલો




વિચ્છેદ (Fault)

હોય છે, જેને પરિણામે (ભૂસ્તરમાં) 'વિચ્છેદ' (Fault) નામથી ઓળખાતી એક મોટી ઊભી ફાટ પડી જાય છે. આ ફાટની સામેની બાજુની શિલાઓ ઊંચી ઉપાડી નંખાવાના લીધે, આ તરફનાં ઘણુંખરું સપાટ પડો સામી તરફના નીચલાં પડોની સામે ખડકાઇ ઊભેલાં મળી આવે છે. ચિત્ર ઉપરથી આ સ્પષ્ટ સમજાશે,

ભૂજથી અગ્નિદિશામાં ૮ માઇલ પર લેર ગામની પડખે એક નાળામાં ઘણુ જ સ્પષ્ટ રૂપે દેખાતો એક વિચ્છેદ આવેલો છે, જેમાં ઉત્તર બાજુનાં ઉપલાં જુરાસિક પડો, હેઠલા જુરાસિકનાં સોનલ વરણાં પડો સામે ખડકાઈ ઊભેલાં છે. આ વિચ્છેદ, પશ્ચિમમાં નનાઓ ડુંગરથી પૂર્વમાં રતનાળની દક્ષિણપર્યંત ૪૦ માઇલ જેટલો વિસ્તરેલો છે - અને ખાત્રોડ–ચારવાડ ડુંગરધારના પાદપ્રદેશના સીમાડે અડીઅડ આવેલો છે. વિન્ને અને ફેડનના કચ્છના ભૂસ્તર વિષયનાં સંશોધનોના આધારે, ભૂસ્તરના નકશામાં આવા અનેક વિચ્છેદો, શ્વેત રેખારૂપે દર્શાવાયલા છે. આ વિચ્છેદો, જેમાં ઉપલા જુરાસિક રેતીયા પત્થરોનો ઘનસમૂહ, હેઠલા જુરાસિકોનાં માટીનાં પડો–જેમાં થઈને જમીનની અંદરનું ધીમે ધીમે નીગળતું પાણી માર્ગ કરી શકતું નથી તે–ની સામે બરોબર ચપટ આવી ગયો હોય છે તે, પાણીના સારા પુરવઠાનાં ફળદાયી ઉદ્‌ગમસ્થાન છે. ઘણાં કચ્છી ગામડાં આ વિચ્છેદરેખાની પડખે વસેલાં જેવામાં આવે છે. આવાં ગામડાં વળી એ સ્થળે પણ વસેલાં દેખાય છે કે જ્યાં દક્ષિણાદા ઢોળાવવાળાં જુરાસિક પડો, ધોળા અને ગચરાના બેસાલ્ટ ડુંગરોના લાંબા અને વિશાળ શિલાસમૂહોની પ્રચંડ દીવાલોથી આંતરાયલાં છેઃ કારણ કે આ બેસાલ્ટ ડુંગરો, આપણે જોઈ ગયા તેમ, પૃથ્વીની હેઠળનાં ઊંડાણોમાંથી ઉપડી આવેલા છે અને, પૃથ્વીના ભુક્તરા અને આંચકાથી ક્યાંક તરડાયા હોય તે સિવાય નક્કર દીવાલો છે.

૪. આ ૪૦ માઈલના વિચ્છેદના કેટલાક માઇલની પડખે પડખે સોનલવરણા ઢોસા ઊલાઇટ ( Dhosa oolite ) ની ડુંગરધાર, વિચ્છેદની ઉત્તર બાજુનાં ઉપલા જુરાસિકનાં હિમ જેવાં કઠોર, વેરાન કાળાં અને ધોળાં પડોની સામે, વિચ્છેદના દક્ષિણ ભાગે ખડકાઈ ઊભેલી આપણી નજરે પડે છે. હવે આરંભમાં આ નીચી ઢોસા ઊલાઇટ ધાર લગભગ અખંડિત સળંગ હતીઃ તે કે પૃથ્વીના પોપડાના અવપાતો, વચ્ચે વચ્ચે ઢોસા ઊલાઇટને જમીનની સપાટીથી નીચે વધુ હેઠળ ધકેલી દે છે અને ઉત્તરમાંનાં ઉપલાં જુરાસિકોનો સામનો કરવા, ખાત્રોડ પડો (જે ઢોસા ઊલાઇટની ઉપર પથરાયલાં છે, તે) ને નીચાં લાવી મૂકે છે. ખાત્રોડ ડુંગરોમાંથી ઊતરી આવેલાં નદીનાળાંએ ઢોસા ઊલાઇટ ધારમાંથી એમના માર્ગ કાપી કહાડયા છે અને એમના વહેણની ભેખડોમાંના માટી અને વેળુના કણને અવિરત કોતરી ખાઇને, એ લાંબી ધારને લંબગોળ ઘુંમટોની હારમાં ફેરવી નાખેલી છે. જેમ જેમ પાણીથી પાયાના ભાગના પદાર્થો ધોવાઇ ખેંચાઈ જાય છે, તેમ તેમ આ પ્રત્યેક ઘુંમટ બંને છેડે હેઠો બેસતો જાય છે. મારા કહેવાનું તાત્પર્ય ચિત્ર પરથી સમજાશે.

આરંભની અવિચ્છિન્ન દશા

૫. આશ્ચર્યની વાત છે કે રણુ ભણી ઉત્તર દિશામાં વહેતાં નદીનાળાંએ, ડુંગરોમાંથી સહેલો પોલાણ ભાગ તેમને જડી આવે ત્યાં સુધી, ઉત્તરધારના પાદપ્રદેશને ફરતી ગોળ પ્રદક્ષિણા કરતાં, મેદાનોમાં થઇને વહેવાનો સરળમાં સરળ માર્ગ શોધી લેવાને બદલે, જાણી જોઈને એમના માર્ગ ઉત્તરધારના


પાછળની વિચ્છિન્ન દશા

શિલાસમૂહ (જેમાંના પદાર્થો કંઇ ઓછા કઠણ અને કઠોર નથી હોતા)-કેટલેક સ્થળે તો જ્વાળામુખીની દીવાલો (Dykes)ની પ્રચંડ આડશીતો સુદ્ધાંતની બરોબર આરપાર કાપી કહાડેલા છે. દા. ત. જુરાણ આગળ (આવી રીતે) આરપાર ભેદાયલી દીવાલોની કાળી ભીંતો, ભેખડોની બાજુઓમાથી ચોખી આગળ તરી આવે છે. જેમણે ડુંગરોની આ ધારોમાંથી આરપાર પોતાના માર્ગ કોતરી કહાડેલા છે, એવાં ૧૦ નદીનાળાં હું નકશામાં ગણી શકું છું, એ તો કલ્પનામાં ઊતરે એવી વાત છે કે, જ્યારે કચ્છ સમુદ્રમાંથી બહાર નીકળ્યો હતો અને એનાં પડ ઓછાવત્તાં સપાટ હતાં ત્યારે વરસાદનાં પાણીના વહેળા ઉત્તર ભણી વહેતા જતા હતા. ઉત્તરોત્તર ભીચડાઇ નીકળી આવી એ, યુગોની ક્રમાગત પરિસ્થિતિ હશે અને વહેળાઓ એમનાં વહેણનો પ્રાથમિક હક્ક બલાત્કારે સ્થાપિત કરી શકયા ત્યાં સુધી આ ધીરે ધીરે ઉપસી આવતા જમીનના ઢેકાઓ ઉપર, એક પછી એક, આક્રમણ કરતા રહ્યા હશે.

૬. ૧૦૦ માઈલ પર્યંત વિસ્તરેલી અહિ તહિ નદીનાળાંથી આરપાર વીંધાયલી અને કોઇક વખત જમીનની સપાટી સુધી ચપ્પટ થઇ ગયેલી આ લાબી ધારનાં બહિર્ગોલ (મોભારીઆં જેવાં પડો)નું ઉત્તર પડખું ૮૦ અંશથી કોઇ ૨૦ અંશ સુધીની ચડઊતરવાળું, અત્યંત ઊભું છે. ઉપર, કેરા ડુંગર પાસે, રણના પટમાંથી નીકળી આવતી ડુંગરા ડુંગરીઓની બાહ્યલી છાલો (અર્થાત્ સૌથી ઉપલાં પડો) લગભગ ૯૦ અંશ જેટલી સીધી ઉભેલી મારા જોવામાં આવી છે.

૭. રણમાંનો ૧૪ માઈલ ચોરસ પચ્છમ બેટ, કચ્છની મુખ્ય ભૂમિથી ૩૦ માઇલ છેટે, રણમાંથી નીકળી આવે છે, એમાં ડુંગરોની બે મોટી ધારો છે: એક ધાર (કાળો ડુંગર) એના ઉત્તર સીમાડે, પશ્ચિમથી પૂર્વમા પડેલી અને એના ઊંચામાં ઊંચા શિખરે (પચ્છમાઇ પીર) ૧૫૦૦ ફુટ ઊંચી વધેલી છે; બીજી ધાર, 'ગોરો ડુંગર' કંઈક પશ્ચિમ-ઉત્તર-પશ્ચિમથી પૂર્વ-દક્ષિણ-પૂર્વમાં પથરાયલી છે. બન્નેની વચ્ચે, દક્ષિણ છેડે એક નાની અવાન્તર ધારથી અંતરાયલી, વિશાળ ખીણ આવેલી છે.

આ બે મોટી ધારો લગભગ આરસપાણના જેવા કઠણ ચૂનાના પથરની છાટોના પથરાથી ઢંકાયલી છે. દરેકનો દક્ષિણ તરફનો ઢોળાવ આશરે ૫ થી ૧૦ અંશનો, દબ્બણદાર છે. એમની ભૂસ્તરીય કક્ષા, બાપણાં નીચામાં નીચાં જુરાસિક-બાથેનિઆન પડોની શ્રેણીની ગણવામાં આવેલી છે. પણ એમાં મેષશૃંગીઓ અત્યંત દુર્લભ છે. મને માત્ર એક જ જડયું છે અને તે પણ ખૂબ ઘસાઈ ગયેલું: ઓળખવા માટે નકામું. મારા પહેલાંના સંશોધકો પણ કાંઈ વધુ નશીબદાર ન હતા. પરંતુ કાળા ડુંગરની ઉત્તર કઠણ ઉપર, જ્યાં એ (એક વખત તો એકદમ ઊભી) ખારા રણમાં ઉતરે છે ત્યાં આગળથી કેટલાંક બીજાં સમીભૂત 'કોષસ્થ' (Mollusca) પ્રાણીઓ મળી

આવ્યાં હતાં અને એ ઉપરથી એવી માન્યતા જન્મેલી કે આ શિલાઓ બાથોનિઅન યુગોની છે.

હવે કચ્છની મુખ્યભૂમિમાં જુમારા આગળ મળી આવતાં પચ્છમ પડો અશ્મીભૂત પરવાળા, વગેરેથી અને ઓળખી શકાય એવાં મેષશૃંગીઓથી ભરપૂર છે અને 'ચીમળાયલા' સ્વરૂપનાં છે. એટલે આ બેટમાંની પથ્થર જેવી કઠણ પત્થરની છાટોનો જુમારા પડોના ચીમળાઇ ગયેલા સ્વરૂપની સાથે મેળ મેળવવો કઠણ છે. તાજેતરમાં બેટમાંથી આણેલો સોનેરી ઊલાઇટ (Golden Oolite) નો એક નમૂનો મને આપવામાં આવ્યો હતો. હવે સોનેરી ઊલાઇટનાં પડો, જુમારા બાથોનિઅનની સારી પેઠે ઉપર પડેલાં છે. જો વધુ સંશોધનના પરિણામે સોનેરી ઊલાઇટનાં પડો આવિષ્કૃત થાય, તો લાગે છે કે બેટમાંની પડરચનાને આપણે 'નીચામાં નીચાં પડો'ની સંજ્ઞા નહિ પણ કદાચ 'મૅક્રોસેફાલસ' (Macrocephalus) નામ આપી શકીએ. જો કે હું આનો ઉલ્લેખ કરું છું તે તો પડરચનાના અભ્યાસનો ઉપયોગ દર્શાવવા પૂરતો જ.

એક વધુ મુદ્દો. ઉત્તરધારનાં આ મૅક્રોસેફાલસ પડો, એમની ઉપર પડેલાં પડો અને તળીયે અલેલા બાથોનિઅન સહિત, બન્ની (એટલે કે ઘાસવાળું રણ,' જે બેટોની અને કચ્છની મુખ્ય ભૂમિની વચ્ચે આવેલું છે, તે)ની હેઠળ, ઊભા ખૂણે ઊતરી ડૂબકી મારી જાય છે અને પાછાં ૩૦ માઇલ છેટે ઉત્તરમાં, ૫ થી ૧૦ અંશના હળવા ઢોળાવે બેટામાં બહાર ઉપર નીકળી આવે છે. ભૂગર્ભમાંનાં કેવાંક ખીચડામણોએ કે આચકાઓએ એમને અસ્તવ્યસ્ત કરી નાખ્યાં હશે એ, તો આપણે જાણતા નથી. પરંતુ જો એ ખૂબ ગંભીર રીતે ખંડિત થયાં ન હોય તો લાગે છે કે આપણને અહિં, બન્ની હેઠળ પડેલું, એક વિશાળ થાળું લાધેલું છે; જે બન્નીમાં યુગોથી વરસાદનાં અને નદીનાળાંનાં પાણી ઠલવાતાં રહ્યાં છે; અને આ પાણીનો ઠીક ઠીક ભાગ માટીમાં ગળાઈ જાય છે એટલે બન્ની હેઠળના આ થાળામાં પાણીનો વિશાળ ભંડાર, આર્ટેશ્યન બોરીંગો થવાની રાહ જોતો પડયો હોવાનો સંભવ છે. જો મારો આ તર્ક સાચો હોય તો, જેમ વીરમગામનાં અને ખારાઘોડાનાં તથા તેની નજીકનાં આર્ટેશ્યન બોરીંગો આપી રહ્યાં છે તે જ પ્રમાણે આ બોરીંગો પણ આપણને પાણીનો અસ્ખલિત પૂરવઠો આપવાનાં. માત્ર આપણે એટલી આશા રાખી શકીએ કે આવા પ્રવાહો ખારા નહિ નીવડે. હું એવું માનવા તરફ ઢળું છું કે બન્નીનાં માટીના પડો ઘણું કરીને સિન્ધુથી રચાયલાં પડો હતાં અને નહિ કે સમુદ્રથી; એટલે એ પ્રવાહો મીઠા પાણીના મળી આવવાના. કમનશીબે ઊંડાં બોરીંગ કરવા માટેનાં જરૂરી કાસ્ટીંગો મેળવતાં રોકવા માટે જ લડાઈ આડી આવી છે! એટલે હાલ તો આપણે અધીરાઇમાં નખ કરડવાના જ રહ્યા.

## ૩. કચ્છનાં પડો

બનારસ વિદ્યાપીઠના ડૉ. રાજનાથે, કચ્છના વાયવ્ય ખૂણામાં જુમારા ગામની પાસે ઉઘાડાં પડેલાં, કહેવાતાં 'થારી' પડોનું ઝીણવટભરી સંભાળથી અને બુદ્ધિ-

પૂર્વક સંશોધન કરેલું છે.* આ 'ચારી' પડો, કચ્છનાં સૌથી હેઠલાં તરીકે જાણવામાં આવેલાં (બાથોનિઅન) પડોથી આરંભી, ઉપર ઠેઠ ઉપલાં આરગોવિઅનોનાં 'લીલાં' ઢોસા ઊલાઇટ પર્યંત વિસ્તરેલાં છે. ડૉ. રાજનાથે, આ પડોના ઘટક પત્થરો અને તેમાંના ઉત્ખાત અશ્મીભૂત અવશેષોના વૈષમ્યના આધારે, એમના ઓછા નહિ તોય ૨૬ તો વિભાગ (zones) પાડેલા છે. એક વૈજ્ઞાનિકને છાજતી સાચી ખેલદીલીથી એમણે એમનો (ડોક્ટરેટ માટેનો) બૃહન્નિબંધ છપાવ્યો તે પૂર્વે, પોતાના આવિષ્કારો ડૉ. સ્પાથ (જેમણે એ વખતે એમના મહાભારત ગ્રંથનું કામ માથે લીધું હતું) ને જણાવ્યા હતા. આ ઉમદા સહકારના યોગે ડૉ. સ્પાથ એ ઉપયોગી સાહિત્યનો ઘણો ભાગ એમના ગ્રંથમાં દાખલ કરવા શક્તિમાન થયા હતા.

* * *

બધા પડવિભાગો અને એમાં મળી આવતા ઉત્ખાત અશ્મીભૂત અવશેષોની નામવાર ગણના કરવા જતાંય ઘણી જગા રોકાય અને જેઓ (જેસલમેર, સૉલ્ટરેન્જ અટક, હાઝારા, હિમાલયના સ્પિતિઓ અને બલૂચિસ્તાન જેવા) અન્ય જુરાસિક પ્રદેશોમાં રહેતા હોય તે સિવાયના આપણા પ્રકૃતિ મંડળના મોટા ભાગના સભ્યોને એ ઓછું રસપ્રદ નીવડે. એટલે મેં પડરચનાઓ અને વિભાગોની ચાદીને છેડે આપેલા નાનકડા કોઠામાં ટૂંકાવી સમાવી દીધી છે તથા મેષશૃંગીઓની વિવિધતા અને સુન્દરતાનો કેવળ કંઇક ખ્યાલ આપવા પૂરતાં જ કેટલાંકનાં, ડૉ. સ્પાથના ગ્રંથમાંથી લીધેલાં ચિત્રો અહિં ઉતાર્યાં છે. 'કોઓસેરસ'વાળું ચિત્ર ડૉ. વાગેનના સને ૧૮૭૫ ના ગ્રંથમાંથી લીધું છે.

* * *

મારે મેષશૃંગીઓનાં પીતરાઇ 'નોટીલી' (nautili)–જેમને પોતાનો વિશિષ્ટ આકાર અને 'જવનિકાઓ' (septa) હોય છે તેમ–નો ઉલ્લેખ કરવો જોઇતો હતો. તે, નીચલાં બાથોનિઅનથી આરંભી નીચલાં ઢોસા ઊલાઇટો સુધીનાં પડોમાંથી મળી આવેલાં છે. અને પુનઃ એક લાંબા ખાલી ગાળા પછી, (જાણવામાં આવે છે ત્યાંસુધી) એમની જાતો પોર્ટલેન્ડિઅન અને ટિથોનિઅનમાં થતી દેખાય છે એમનાં વંશજોની એક જાત હજુ આજે પણ ગરમ પ્રદેશોના સાગરોમાં તરી રહી છે. અન્સેપ્સ (Anceps), એથલિટા અને હેઠલાં ઢોસા ઊલાઇટ પડોમાં તે ઘણું ખરું વારંવાર મળી આવે છે. મધ્ય કચ્છની પૂર્વે અને પશ્ચિમ ધારનાં હેઠલાં ઢોસા ઊલાઇટો ઉપર, ઉજ્જડ શિલાઓનો મોટો ઘનસમૂહ પડેલો છે. એમાં ઉત્ખાત અશ્મીભૂત વનસ્પતિઓવાળા, અસલ સરોવરનાં કે સરાવનાં તળીયાંના નિદર્શક કેટલાક થર છે ...પરંતુ આ વિષે બોલવાને હું લાયક નથી. આ તો આપણા મંડળના તદ્વિદ સભ્ય ડૉ. મહાબળેની 'શિકારભોમ' રહી.

* * *

* આ સંશોધન વિષયમાં ડૉ. રાજનાથે, વડોદરામાં ભરાયલા હિન્દી વિજ્ઞાન પરિષદના ૨૯ મા સંમેલનના ભૂવિદ્યા વિભાગના અધ્યક્ષસ્થાનેથી આપેલી વક્તૃતા, 'પ્રકૃતિ' વર્ષ ૧, અંક ૩, પૃષ્ઠ ૧૯૩ ઉપર છપાયલી છે. આ સંશોધનના પરિણામે ડૉ. રાજનાથે પશ્ચિમ કચ્છમાં ૨૬ સ્થળેથી એકઠા કરેલા ૧૫૫૯ જેટલા મેષશૃંગીઓના અવશેષોનો સંગ્રહ સ્પાથને નજર કરેલો હતો પણ સ્પાથ આ આખો સંગ્રહ ઉપયોગમાં લઈ શક્યો નહતો.

—તંત્રી

પેન્સીલ જેવા આકારનાં 'ભલ્લાકૃતિઓ, ( Belemnites: 'વજ્ર' ) પણ આ નીચલાં પડોમાં ભરપૂર પડેલા છે અને થોડાંક ઉપલાંમાં પણ સપડાઇ ગયેલાં છે.

* * *

મેષશૃંગીઓ, 'નોટીલી' અને ભલ્લાકૃતિઓ, જ્યારે તરતાં ન હોય ત્યારે, નટ પેઠે, માથા પર ચાલતાં હતાં અને તેથી 'શીર્ષપાદી' ( Cephalopoda ) નામે ઓળખાતાં છે.

* * *

મેષશૃંગીઓના જીવનવિકાસ (Ontology) વિષે થોડીક નોંધો આગળ આપી છે.

## ૪. 'કોષ' વિષયક સમસ્યાઓ

મેષશૃંગી અને નોટિલસ, મોટે ભાગે સુન્દર 'કોષ' (Shell) થી ઢંકાયલાં ભીડાં-મણાં પ્રાણીઓ હતા. એ બાબતમાં એ પણ ખરું માણસ જાતને ( આપની વાત નથી હો !) મળતા આવે છે. જો આપણે પૃથ્વીપટના શહેરીઓ નહિ પણ સમુદ્રના વસનારા હત અને એકાદ સન્ધ્યાવસરે ઠેઠળ ઊંડે શિલાઓમાં ફરવા નીકળ્યા હત તો, આપણને અકસ્માત પકડીને સૂસવાટા કરતા ઘરા જેવા ચપટા પેટમાં હોમી દેવા મથતા, ઑક્ટોપસ (Octopus) ના તડફડાટ કરતા જબરદસ્ત નાલિકાપાદોને (Tentacles) ભેટવાનું આપણને આવકારપાત્ર તો નજ નીવડત. રોઝી બંદરે મુસાફરોને ઊતરવા ચડવાના ધક્કા ઉપર બેસો તો ઑક્ટોપસ જાતના નાના નમૂના તમારા જોવામાં આવશે. આપણા મેષશૃંગીઓ એ જાતના પ્રાણીઓ હતાં; માત્ર તેમને તે દિવસોમા સુન્દર 'કોષ' હતો, જે, જેમ આપણાં હાડકાં આપણી અંદર વધે છે તેમ, એમની ઉપર વધતો હતો.

એ સૂસવાટાં મારતા ચપટા પ્રાણીના શરીરની અંદરની રચના તો દાક્તરોને ભળાવું છું. હું તો કોષના સંબંધમા કંઈક માત્ર કહી શકું.

મેષશૃંગીઓના ચિત્રોમાના કોઇ કોઇની ઉપર, શેવાળના જેવી વિશિષ્ટ ભાત નિયમિત રીતે પુનઃ પુનઃ આવૃત્તિ પામતી તમારા ધ્યાનમા આવશે. શેવાળના આ ખંડોના અણીદાર છેડા, કોષોના મોટા છેડાથી ઊલટી દિશામાં આવેલા હોય છે. આ શેવાળની રેખા કોષને ફરતો સળંગ આંટો મારે છે. આ રેખા 'સન્ધિરેખા' (Suture) નામે ઓળખાય છે. ક્રમાનુસારી પ્રત્યેક સન્ધિરેખા, 'જવનિકા' (Septum) અથવા અંદરના પડદાની આડ જે જગાએ કોષની બહારની દીવાલને અડકે છે, તે સંયોગસ્થળ (Strike) આગળનો એનો બહિરુદ્‌ગમ દર્શાવે છે. એની અત્યંત પ્રાથમિક દશાથી જ આ પ્રાણી, પોતાની પાછળ કોઇક જાતના સ્વરસની બનેલી ભીંત કે પડદો મૂકતું, એની જાતને કોષની અંદર આગળ ધકેલતું જતું હતું. એ પડદો એણે તાજા ખાલી કરેલા પોલાણની બરોબર આરો પથરાયેલો રહેતો અને કોષની બહારની સપાટીએ નીકળી આવીને ધાર ઉપર કરચલીઓવાળો બની જતો હતો. આ 'ભીંત' સીધી ન હતી પણ વળેલી હતી. નવાઇ ભરેલાં રમકડાંની દુકાને નોટીલીના કોષ વેચાતા મળે છે, એની અંદર એ પ્રાણીએ બાંધેલો છેવટનો પડદો તમારા જોવામા આવશે. એ પડદો બહિર્ગોળ હોય છે.

હવે મેષશૃંગીઓનાં વિવિધ ગોત્રોને, આ સન્ધિઓ ( Sutures )ની, તેમની પોતાની વિશિષ્ટ ભાતો હતી, નોટીલસને અત્યંત સરળમાં સરળ, પહોળા તરંગો

જેવી બાત હોય છે, જ્યારે મેષશૃંગીને આવી શુંથવણુ મરી, શેવાળના જેવી હોય છે: જો કે અત્યંત પ્રાચીન જીર્ણજીવનયુગો (Palaeozoic)નાં મેષશૃંગીઓનાં સૌથી પ્રારંભિક સ્વરૂપોને, એમના જુરાકાળના વંશજોના કરતાં, અત્યંત સરળ ભાતો હતી.

મારી પોતાની (આ વિષયના પ્રમાણપુરુષોમાં આદર નહિ પામેલી) ધારણા તો એવી છે કે પ્રકૃતિએ, આ પ્રાણીઓનાં આગલાં નિવાસસ્થાન રચવા માટે કોષનો વિસ્તાર ધીમે ધીમે વિશાળ કર્યો તે વખતે, એ નવો ભાગ નરમ મુલાયમ હતો. પણ એ મુલાયમ ભાગમાં ફોસ્ફેટો અને કાર્બોનેટો ગળાઇને રસબસ થયાં અને એને કઠણ બનાવી દીધો ત્યારે કોષ સંકોચાઈ ગયો અને એના સંકોચાવાથી, પડદાની ધારને, જે જગાએ એ કોષની અંદરની બાજુએ સંલગ્ન હતી તે ભાગે ચીપટાવી નાખી; તેના લીધે પડદાની ધારો સંકોચાવી જોઇએ જ. કોષની વૃદ્ધિ એકધારી નિયમિત હોવાથી, આ સંકોચો પણ નિયમિત હતા અને બાલ્યાવસ્થાથી પુખ્તવય અને વૃદ્ધાવસ્થા પર્યંત, ભાતની આવી નિયમિતતામાં પરિણમતા.

કોઈપણ ઇજનેરને, એક લંબગોળ નળીમાં કોઈક નરમ પદાર્થનો આડો બહિર્ગોળ પડદો બનાવીને, પછી નળીને (પ્રથમ તપાવીને) ઠંડી થવા તથા સંકોચાવા દઇ, એના પરિણામનો પ્રયત્ન કરી જોવાનું હું સૂચવું છું. આમાં પડદાની ધારો કેવોક આકાર ધારણ કરશે?

મને કહેવામાં આવે છે કે પ્રકૃતિએ આ ફૂલભાતો બનાવી છે તે તો, એ પ્રાણીને એના પાછલા ભાગ માટે વધુ દૃઢ પકડ આપવા અર્થે; જેથી, એ જ્યારે




૨. પીચકારી (Siphon)

કોઇક અસાવધ નાની માછલીને પકડવા માટે એના નાલિકાપાદ લબાવતું હોય ત્યારે સમતોલપણું ગુમાવતાં, કોષમાંથી ગુલાંટ ખાઇ બહાર ઉથલી પડે નહિ. જો આવું જ હતું તો નોટીલસ કેમ ગુલાંટ ખાઈ બહાર ઉથલી પડતું નહતું? એના પુંઠના ભાગને પકડી રાખવા માટે શેવાળ જેવી કોઇ ભાત તો એને નહતી. તે ઉપરાંત આપણા બિરાદરો (મેષશૃંગીઓ)ને તો જન્મથી જ, એમના શરુઆતના અન્તર્ગૃહ(Cell) સાથે આરંભથી જ ચોંટેલી અને ક્રમે ક્રમે દરેક પડદાને વીંધી જતી અને એમના પાછલા ભાગ સાથે જડાયલી, નાયકા જેવી, 'પીચકારી' (Siphon) નામની નળી હતી. આ હતું એમનું લંગર.

એમ લાગે છે કે એ પ્રાણીઓને જ્યારે ઉપર આવવાની ઈચ્છા થતી ત્યારે આ નળીને ફૂલાવી શકતાં હતાં અને જ્યારે હેઠળ જવાની ઇચ્છા થતી ત્યારે એને ખાલી કરી શકતાં હતાં.

ઘણા નમૂનાઓમાં, બહારની ફરતી ધાર ઉપર આ નળી તમારા જોવામાં આવશે. સાધારણ રીતે આપણે જે જોઈએ છીએ તે, 'કોષ' પોતે નથી હોતો પણ કોષની અંદરનો 'ઢાળો' હોય છે. થોડા નમૂનાઓમાં, ચકચકિત, અને રેતાળ પડો કરતાં માટીનાં પડોમાં વધુ સારી રીતે સચવાયલો અસલ 'કોષ' મને પ્રાપ્ત થયેલો છે. જ્યારે આ પ્રાણી મરી જતું ત્યારે એના નશ્વર અવશેષો ઉડી જતા અને ધીરે ધીરે

થળાઈ જતા. એનો દેહ ઘણું ખરે ત્યાં આગળ જડિ વસનારાં લઘુકાય જળચરોનો ભક્ષ્ય બની જતો. એના ખાલી કોષને, કાદવ, વેણુ, ચૂનો, વગેરે અને અનેકવેળા ક્વૉર્ટ્ઝની પાસાદાર કણીઓ ઠીક ઠીક ઠાંસીને ભરી દેતી અને પરિણામે પ્લાસ્ટર ઑફ પેરીસનો ઢાળો લે છે તેમ, એના જેવી આકૃતિ-રેખાઓ ગ્રહણ કરતાં અને એ કારણથી જ આપણે પડદાની કરચરીઓવાળી શેવાળ જેવી ધાર જોઈએ છીએ.

આથી આપણે જોઈએ છીએ કે આ પ્રાણી, નવા બનેલા કોષ—જે, હું ધારું છું કે જેમ આપણાં હાડકા વધે છે તેમ એકધારો વધતો જતો હતો, તે-માં એનું સ્થાન નિયમિતપણે આગળ ધપાવે રાખતું હતું. પ્રત્યેક આગલા સ્થાનાન્તર બેગું, એ પોતાની પાછળ નવા પડદાથી બંધ કરેલો ખાલી કોઠો મૂકતું જતું હતું. જે પડદાને વીંધીને એનો નાયરો એ વખતે પણ એના પાછલા ભાગને પકડી રાખતો માર્ગ કરી જતો હતો. એ નોંધપાત્ર છે કે એક ગોત્ર 'ફાયલોસીરેટીડ્ઝ' (Phylloceratids)ને, અન્ય મેષશૃંગીઓની ભાત કરતાં અત્યંત વિભિન્ન, એની પોતાની વિશિષ્ટ શેવાળ-ભાત હતી. બાકીનાં મેષશૃંગીઓની શેવાળ-ભાતના ભેદ, હું ધારું કે, (મારા સિદ્ધાંત પ્રમાણે) જ્યારે કોષ સંકોચાયા હશે ત્યારે એ પ્રત્યેકના વિશિષ્ટ કોષના આકાર અને જાડાઈના પરિણામે પડ્યા હશે. પણ હું કહું છું તેમ, હું માનું છું કે મારો સિદ્ધાંત 'બડેખાંઓ'એ માન્ય રાખ્યો નથી; જો કે આ કરચલીઓનો અને ભાતોના તફાવતનો ખુલાસો કરવા માટેનો કોઈ અન્ય સિદ્ધાંત રજૂ થયેલો જોયાનું મને યાદ નથી.

મેષશૃંગીઓ ચાકયુગ પછી મળી આવતા નથી. અત્યારે હું એમનાં આરંભનાં ગુંછળાં વળવાની અને કેટલાંક ગોત્રનાં ગુંચળાંના ક્રમે ક્રમે ઉકેળવાની સમસ્યામાં ઉતરી શકતો નથી. મારા માનવા પ્રમાણે વિજ્ઞાનવિદોનો એવો અભિપ્રાય છે કે આધુનિક 'સ્કવીડ (Squids) મેષશૃંગીઓનાં વંશજો છે; અને કોઈક કારણથી, એ પ્રાણીઓને જડી આવ્યું કે કોષ વિના એમને નભી શકે છે અને તેથી એમણે એમનાં અંગરખાં ઉતારી નાખ્યાં. આ કમનશીબી હતી કારણ એમની વેશભૂષામાં રૂપાળાં પ્રસાધાન માત્ર આ અંગરખાં જ હતાં.

આ સંબંધમાં અન્ય અનેક સમસ્યાઓ છે. મેં આ આખો વિષય વાળુ કર્યા પછીની વાતોરૂપે જ ચર્ચ્યો છે. આરંભે જ મેં કહ્યું છે તેમ, જો કોઈ ખરો વૈજ્ઞાનિક મારાં શીખાઉ વિધાનો સુધારશે તો હું સીડીએથી ઝટ હેઠો ઉતરી જઈશ. મેષશૃંગિશાસ્ત્રમાં આજની ઘડી સુધી થયેલાં સંશોધનોથી હું પૂરેપૂરો પરિચિત નથી. કારણ ડૉ. સ્પાથની મહાભારત કૃતિ સને ૧૯૩૩માં પ્રસિદ્ધ થઈ તે દિવસથી મેં આ અભ્યાસ મૂકી દીધો છે અને કચ્છ જેનાથી પરિપૂર્ણ છે એવી, નગદ નાણાં અપાવનારી જડ ધાતુઓનો અભ્યાસ હાથમાં લીધો છે. બંનેય અભ્યાસો ઊંડા રસભરેલા નીવડ્યા છે.

---

ગુ. પ્ર. મંડળના નવા સામાન્ય સભ્યો: શ્રી. ધ્રુવકુમાર એન્જીનીઅર; શ્રી. વિનોદ બચેચ

---

પ્રકાશક : હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય, સે. તં. ૧૯૬૯. રાયખડ અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ; આદિત્ય મુદ્રણાલય, રાયખડ અમદાવાદ.



કચ્છની 'જ્યુરા'કાળની ગિરિમાળા. F—F પૂર્વપશ્ચિમ વિસ્તરેલી વિશાળ 'ફૉલ્ટ'
ત્રીજા અને તે પછીના યુગનો ભૂભાગ તથા જ્વાલોત્પન્ન ખડકોનો પ્રદેશ

[ સ્પાથમાંથી; વિન્નેના આધારે.

# પરિશિષ્ટ

## કચ્છનાં જુરાસિક (JURASSIC) પડોનું વર્ગીકરણ અને પારસ્પરિક સંબંધ

(સ્પાથની ગણતરી અનુસાર)

| પડ | વિભાગ | પડોના ઉપવિભાગો | પ્રધાન મેષશૃંગીઓ | મૂલ ચિત્રપટસૂચી |
|---|---|---|---|---|
| ચાકયુગીય | | ક્રીઓસેરસ પડ | ક્રીઓસેરસ ૧ | વાગેન, પટ અંક નં.૬૦.૧ અ |
| ઉમિઆ | ટિથોનિઅન | ઉપલા ઉમિઆ ઉદ્ભિજ્જ પડો અને દરીયાઈ 'ટ્રાઈગોનીઆઓ' | — | |
| ખાત્રોડ | પોર્ટલૅન્ડિઅન | ઉમિઆ 'મેષશૃંગીઓ' 'જામિઆ' વનસ્પતિ સમૂહવાળા Shales ઉજ્જડ પડો | વીરગેટારીન્કટીસ ૧૩, ૨૫ | સ્પાથ, પ્લેટ અંક. ૭૭, ૩, અ. બ. |
| | કિમ્મેરિજિઅન | ઉપલા ખાત્રોડ પડો<br>વચલાં ખાત્રોડ પડો-<br>પાયાનાં ખાત્રોડ પડો | હૉલકોફાયલોસેરસ ૧<br>ટૅમેલીસેરસ ૭, ૧૧<br>ગ્લોકીસેરસ ૧૪, ૧૫<br>સ્ટ્રેબ્લાઇટીસ ૮-<br>એસ્પીડોસેરસ ૧૮ | ૬.૧<br>૧૪, ૬ અને ૧૨<br>૧૭. ૯, અ. બ.<br>૧૬. ૨. અ.<br>૨૪. ૭ |
| ચારી | આરગોવિઅન | કંથકોટના રેતીઆ પત્થરો<br>ઉપલાં ઢોસા ઊલાઇટ (લીલાં) | એપી-માયાઇટીસ ૬, ૭<br>ઍટેક્ષીઓસેરસ ૩૧<br>ડાઇકોટૅામોરફીકટીસ ૩૪ | ૨૧. ૪ અ. બ<br>૭૨. ૫ અ<br>૬૮. ૯ |
| | કાઈવેસિઅન | ઢોસા ઊલાઈટ (બદામી)<br>એથલિટા પડો | પેલ્ટોસેરસ ૧૬, ૨૭<br>હ્યુબરટોસેરસ ૨૯, ૩૦<br>પુટીઆલીસેરસ ૧૯, ૨૦ | ૧૦૬. ૨. અ અને બ<br>૪૯. ૭. અ. બ<br>૧૨. ૨. અ. બ |
| | કૅલોવિઅન | ઉપલાં એન્સેપ્સ<br>હેઠલાં એન્સેપ્સ<br>રેહમાન્ની પડો | ફ્રી કેલીનીસેરસ ૩૨<br>શિવાજીસેરસ ૨૪<br>સબકોસ્મૅટીઆ ૨૧, ૨૨<br>પ્રુસાઈકથોસેરસ ૩૩<br>સબસ્યુન્યુલોસેરસ૧૦,૧૧<br>રેઇનેકીઆ ૧૮ | ૫૩. ૪, અ.<br>૫૧. ૬. આ<br>૩૯. ૨. અ. બ<br>૨૫. ૪<br>૧૧. ૫. અ. બ<br>૪૬. ૧ |
| પચ્છમ | બાથોનિઅન | ઉપલાં બાથોનિઅન<br>હેઠલાં બાથોનિઅન<br>અગર 'પચ્છમ' પડો | ક્રેમ્પ્ટોસેફાલાઈટીસ ૩૫<br>મેકરોસેફાલાઇટીસ ૧૩<br>આલ્સીડીઆ ૪,૫<br>મેકરોટ્રાએન્ગ્યુલારીસ ૧૬, ૧૭<br>પેરીસ્ફૉસ્ટીસ ૩ | ૩૫. ૧<br>૩૩. ૧૧<br>૧૦. ૧. અ, બ<br>૨૧ ૧. અ, બ<br>૯. ૩ |

***તંત્રીની નોંધઃ***—કચ્છમાંથી પ્રાપ્ત થયેલાં મેષશૃંગીઓ ૧૫૦ ગોત્રો અને ૧૦૦૦ જેટલી જાતોમાં વહેંચાયલાં છે. ઉપરના કોઠામાં મેષશૃંગીઓનાં નામ સાથે મૂકેલા જાડા અંકો, આ સાથેના ચિત્રપટમાંનાં ચિત્રોના નિદર્શક છે.

## તંત્રીની નોંધ

ઇંગ્લંડની જુરાસિક પડરચનાના પ્રથમ અન્વીક્ષણદ્વારા આધુનિક ભૂ-સ્તર-વિજ્ઞાનનો પાયો નાખનાર વિલિયમ સ્મિથે એ પડરચનાને 'ઊલાઈટ'— OOLITE નામ આપ્યું છે અને તેને આ રીતે વિભક્ત કરેલી છે:—

- ઊલાઇટ
  - ઉપલાં કે પોર્ટલેન્ડ ઊલાઈટ
    - પરબેકિઅન
      - ઉપલાં મીઠા પાણીનાં પડ
      - વચલાં સામુદ્રિક પડ
      - હેઠલાં મીઠા પાણીનાં પડ
    - પૉર્ટલૅન્ડિઅન
      - પોર્ટલેન્ડ પાષાણ અને વેળુ
      - < ફ્રાન્સનાં ટિથોનિઅન >
    - કિમ્મેરિજિઅન — કિમ્મેરિજ મૃતિકા
  - વચલાં કે ઑક્સફર્ડ ઊલાઇટ
    - કૉરેલિઅન
    - ઑક્સફર્ડિઅન
      - ઉપલાં ઑક્સફર્ડિઅન = ફ્રાન્સનાં આરગોવિઅન
      - કેલોવિઅન <ઉપલાં કેલોવિઅન =ફ્રાન્સનાં હાઈવિસિઅન>
      - ઑક્સફર્ડ મૃત્તિકા અને કેલોવેઝ શિલા
  - નીચલાં ઊલાઇટ
    - બાથોનિઅન (વિશાળ અથવા બાથ ઊલાઇટ સમૂહ)
      - કૉર્નબ્રેશ
      - 'ફૉરેસ્ટ માર્બલ' અને બ્રેડફર્ડ મૃત્તિકા
      - વિશાળ અથવા બાથ ઊલાઇટ
    - ફુલ્લોનિઅન — 'ફુલર્સ અર્થ'
    - બેજોશિઅન (હેઠલાં ઊલાઇટ)
      - ચેલ્ટનહેમ પડ
      - 'ડોગર' (યોર્કશાયર)

મિડફર્ડ વેળુ

- લાયસ
  - ઉપલાં લાયસિક — મૃત્પાષાણ, વગેરે
  - વચલાં લાયસિક — રેતીઆ પથ્થર તથા લોહપથ્થર
  - નીચલાં લાયસિક — સામુદ્રિક મસલેક

---

મુદ્રિક શિલાઓ : ટ્રાયસિકની ટોચ

થોડાક ફેરફાર સાથે વિલિયમ સ્મિથનું આ વર્ગીકરણ ભૂવિદ્યાવિદોમાં સર્વમાન્ય થઇ ગયું છે પૃથ્વીભરમાં કોઈ પણ પ્રદેશની આ જાતની વિશિષ્ટ પડરચનાઓને ઉપરના કોઠામાં સૂચવેલાં નામો જ પ્રધાનતયા અપાય છે.

ઉત્ખાત અશ્મીભૂત અવશેષો ધારણ કરનાર આ વિશિષ્ટ વિશાળ શિલાસમુદાયને, તેમાંના ચૂનાના પત્થરોમાંનો ઘણો ભાગ Oolite (અંડાણુ; ખસખસીયા ?) ઘડતરનાં પત્થરોવાળો હોવાથી સ્મિથે તેને 'Oolitic' નામ આપ્યું હતું પરંતુ પત્થરોની જાતો ઉપરથી પાડેલાં નામો વાંધાભર્યાં મનાતા હોવાથી તેમ જ આ જાતની શિલાઓનો વિકાસ ફ્રાન્સ અને સ્વિટ્ઝર્લૅન્ડમાંની જુરા આલ્પ્સ પર્વતમાળામાં વિસ્તૃત અને સંપૂર્ણતયા થયેલો હોવાથી યુરોપીઅન ભૂવિદ્યાવિદોએ એને Jurassic નામ આપ્યું છે અને હવે સર્વસંમતપણે, શિહટિક પડવિસ્તારથી આરંભી ઠેઠ ચૉકયુગના મૂળ પર્યંતના પડસમૂહને એ જ નામ આપવામાં આવે છે. અંગ્રેજ ભૂવિદ્યાવિદોએ પણ એને અપનાવી લીધું છે.

કચ્છની જુરાસિક શિલાઓને, તેમાં મળી આવતાં પ્રાણીઓના ઉત્ખાત અશ્મીભૂત અવશેષોના આધારે, ડા. સ્ટોલિક્ઝકાએ ચાર સમૂહમાં વહેંચેલી છે: ઉમિઆ, ખાત્રોડ, ચારી અને પચ્છમ. આમાંના સૌથી ઉપલાં પડ ઉમિઆનાં; એનાથી હેઠળનાં ખાત્રોડ: એનાથી હેઠળનાં ચારી અને સૌથી નીચેનાં પચ્છમ. આમાં ઉમિઆ એ યુરોપનાં પૉર્ટલૅન્ડ અને કિમેરિઅનનાં પ્રતિનિધિ છે: ખાત્રોડ એ કિમ્મેરિજ અને ઉપલા ઑક્સફર્ડનાં; ચારી એ હેઠલા ઑક્સફર્ડ અને કેલોવેનાં અને પચ્છમ ખાસ ઊલાઇટનાં.

અહિ એક વાત ધ્યાનમાં લેવી જોઇએ. ભૂપૃષ્ઠના થરોનાં નામો પાડવા માટે કોઈ એક સર્વમાન્ય ધોરણના અભાવે ભૂવિદ્યાની પરિભાષામાં ઘણી અરાજકતા પ્રવર્તતી રહી છે. આ શાસ્ત્રના વિકાસના આરંભકાળના કેટલાક નામ પાષાણોનાં સ્વરૂપવર્ણનના આધારે પાડવામાં આવ્યાં છે (દા. ત. ક્રિટેશ્યસ, ઊલાઇટ. વગેરે), તો કેટલાંક નામ વળી, જે પ્રદેશોમાં એ શિલાસમૂહ મળી આવ્યા છે તેનાં વાચક છે (દા. ત. જુરાસિક. પૉર્ટલૅન્ડિઅન, પચ્છમ, ખાત્રોડ, વગેરે). કોઇ કોઇ નામ ગામોનાં નામો ઉપરથી પાડેલા છે (દા. ત. ઑક્સફર્ડિઅન, લાયસ, ઉમિઆ, ચારી, વગેરે). કેટલાંક નામ પાષાણના થરોની ઉચ્ચાવચ સ્થિતિનાં નિદર્શક હોય છે, (દા. ત. જૂના લાલ રેતીઆ પત્થરો, નવા લાલ રેતીઆ પત્થરો, વગેરે). થોડાં નામો પડોની સંખ્યાનાં વાચક પણ છે (દા. ત. ટ્રાયસ, ડાયસ, વગેરે). આવી વિચિત્ર દશામાં કેવળ એક નિયમ સર્વમાન્ય થયો છે કે બનતા પ્રયત્ને પત્થરોનાં નામ ન અપાવાં જોઈએ. જે પ્રાદેશિક વિસ્તારમાં શિલાઓની વિશિષ્ટ રચનાઓ સંપૂર્ણરૂપે વિકસેલી જોવામાં આવે, તે પ્રદેશનું નામ જ તે શિલાસમૂહ માટે સર્વાંશે અનુરૂપ છે. કેમ્બ્રિઅન, સિલ્યુરિઅન, ડેવોનિઅન, પર્મિઅન, જુરાસિક, ખાત્રોડ, પચ્છમ, વગેરે નામો આ પ્રકારનાં છે.

નામ ગમે તે પ્રકારનું હોય તોપણ તે સદૈવ તે તે શિલાસમૂહની રચનાના

કાલક્રમનું અમર તે જાતના શિલાસમૂહની સમષ્ટિનું વાચક ગણાવું જોઇએ, નહિ કે તે સમૂહના વિશિષ્ટ પત્થરોનું. એ રીતે, આપણે ચાકયુગીય શિલારચનાની વાત કરતા હોઈએ ત્યારે એમા, જે વિશિષ્ટ પડરચનામા ચાકનું નામ-નિશાન પણ ન હોય તેવી રચનાઓનો પણ સમાવેશ થાય છે. વળી આપણે એવી રચનાઓને પણ સિલ્યુરિઅન રચના ગણીએ છીએ કે જે રચનાઓના માળખાં, સિલ્યુરિઅન પ્રદેશમા નજરે પણ ન પડતા હોય. આ બધી પરસ્પર વિરોધી દેખાતી પરિસ્થિતિ પાછળ કાલક્રમ દર્શાવવાની જ મનોવૃત્તિ રહેલી છે, એ ભૂલવું ન જોઇએ. આવાં બધાં નામ અપાય છે તે—એક શિલાસમૂહમાં મળી આવેલા ઉત્ખાત અશ્મીભૂત અવશેષો ઉપરથી તે શિલાસમૂહનું જે નામ પાડવામાં આવે છે, તે જ નામ તે જ જાતના અવશેષો અન્ય દેશમા જે શિલાસમૂહમાથી મળી આવે તે શિલાસમૂહને પણ આપવું જોઈએ: પછી ભલે બંને પ્રદેશોના આ વિશિષ્ટ શિલાસમૂહોના ઘટક પત્થરો એકાંત ભિન્ન પ્રકારના હોય—આ નિયમને અનુસરીને. આ જ કારણથી ભારતવર્ષની ભૂસ્તરીય રચનાઓને યુરોપીય નામો અપાય છે, જો કે સર ટી. એચ. હોલેન્ડે આ દેશની રચનાઓની વિશિષ્ટતાને અનુલક્ષીને નવી વિભાગવ્યવસ્થા કરીને નવાં નામો આપવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ જીઓલોજીકલ સર્વેખાતાનાં પ્રકાશનો સિવાય અન્યત્ર એ નવી પ્રણાલિકાનો પ્રચાર થયો નથી.

આ લેખમા વપરાયલી કેટલીક સંજ્ઞાઓનું સ્પષ્ટીકરણ નીચે આપ્યું છે.

ક્રિટેશ્યસ : ક્રિટા=ચાક. ઈંગ્લંડ અને ફ્રાન્સમાના આ સમૂહોમાંના ખડકોમાં ઘણો જ ચાક મળી આવે છે, તે ઉપરથી.

ડિપોનિઅન : દક્ષિણ ફ્રાન્સ, વગેરે સ્થળોનાં ઉપલાં જુરાસિકને ઓપેલે આપેલું નામ.

પોર્ટલેન્ડિઅન : ઈંગ્લંડના પોર્ટલેન્ડ ટાપુ ઉપરથી.

કિમેરિજિઅન : ઇંગ્લંડના ડોર્સેટશાયરના કિનારાના કિમેરિજ ઉપરથી.

આરગોવિઅન : ફ્રાન્સના 'જુરા' માટે વપરાતી સંજ્ઞા : ઉપલાં ઓક્સફર્ડ

રાઘવેસિઅન : ફ્રાન્સનાં 'જુરા' માટે વપરાતી સંજ્ઞા: ઉપલાં કેલોવિઅન

કેલોવિઅન : ઈંગ્લંડના વિલ્ટશાયરના એક સ્થળના નામ ઉપરથી.

બાયોનિઅન : ઈંગ્લંડના બાથ પરગણા ઉપરથી.

ડેવોનિઅન : ઈંગ્લંડના ડેવોનશાયર અને કોર્નવોલમાંની 'પુરાણી લાલશિલાઓ'ને અપાયલું નામ.

ટ્રાયસ : (ઈંગ્લંડ અને) યુરોપમાં કોલસાયુગના શિલાસમૂહ ઉપર 'નવી લાલશિલાઓ'નું એક પ્રચંડ આવરણ આવેલું છે. એના બે વિભાગ પાડવામાં આવ્યા છે: હેઠલો=પરમિઅન અને ઉપલો=ટ્રાયસિક. 'પરમિઅન' નામ રૂશિઆના પર્મ પરગણા ઉપરથી પડ્યું છે અને 'ટ્રાયસિક' (=ત્રિસૂત્ર), જર્મનીમા આ વિભાગ ત્રણ સ્પષ્ટ ઉપવિભાગવાળો દેખાય છે તે ઉપરથી પડ્યું છે.

લાયસ : ઈંગ્લંડના સમરસેટશાયરના ખાણિયાઓએ સિકતાપાષાણવાળા ચૂનાના પત્થરોના થરોને આપેલું નામ.

( અનુસંધાન પૃષ્ઠ ૯૭ )

# ગુજરાતના સાપ : ૯

રતિલાલ ગીરધરલાલ ખરાદી, બી. એસસી;
જીવવિજ્ઞાન વિભાગ, ગુજરાત કૉલેજ, અમદાવાદ

( પ્ર. પુ. ૩, અં. ૨ ના ૬૧ મા પૃષ્ઠથી અનુસંધાન )

## ૬. માલણ

આ અંકથી ગુજરાતના બીનઝેરી સર્પોનું વર્ણન શરૂ થાય છે. સર્પોનું વૈજ્ઞાનિક પદ્ધતિએ જે રીતે વર્ગીકરણ કરવામાં આવ્યું છે એ રીતે વર્ગવાર દરેક સાપનું વર્ણન ન કરતાં અત્યાર સુધીમાં જેટલા ઝેરી સર્પોથી આપણે પરિચિત થયા છીએ એમને બાહ્ય દેખાવમાં મળતા બીનઝેરી સર્પો પ્રથમ લઈશું. જેથી વાંચકો એમની વચ્ચેનો તફાવત સમજી લે અને કોઈ જાતનો ગોટાળો ન કરે.

સૌથી પહેલાં છેલ્લા અંકમાં જે ગ્રીન પીટ-વાઈપરનું વર્ણન કરવામાં આવ્યું છે એને આબેહુબ મળતા સાપનો પરિચય આપણે કરીશું. આ સાપ કોલ્યુબ્રાઈડી વર્ગનો છે અને એનું વૈજ્ઞાનિક નામ ડ્રાયોફીસ મીક્ટેરાઈઝન્સ (Dryophis Mycterizans) છે. અંગ્રેજીમાં એ ધી કોમન ગ્રીન વ્હીપ-સ્નેક ' (The Common Green

---

( અનુસંધાન પૃ. ૯૬ થી ચાલુ )

કારબોનીફેરસ : કોલસાયુગના.

ઉમિઆ : પશ્ચિમ કચ્છનું એક ગામડું. ત્યાંથી જુમારા ઉત્તરમાં ૬ માઈલ અને લખપત પૂર્વમાં ૧૮ માઈલ થાય.

ચારી : પશ્ચિમ કચ્છમાં રણની ધારે આવેલું ગામડું. ધીણા ડુંગર ત્યાંથી ત્રણેક માઈલ આઘો છે.

ખાત્રોડ, ચારવાડ : મધ્ય કચ્છમાં, ભૂજની દક્ષિણે ૪-૫ માઈલ છેટે આડી પડેલી વિશાળ લાંબી ગિરિમાળા. એના પૂર્વાર્ધનું નામ ખાત્રોડ અને પશ્ચિમાર્ધનું ચારવાડ ડુંગરો છે.

ઢોસા : મધ્યકચ્છમાં, ભૂજની ઉત્તરે ૬ માઈલ છેટે આવેલું ગામડું.

કંથકોટ : પૂર્વકચ્છમાં વાગડ પ્રદેશનું ગામ.

સોનેરી ઊલાઇટ : (Golden Oolite) : કચ્છની હેઠલી જુરા રચનામાં મળી આવતા વિશિષ્ટ જાતના પત્થરોનું – તેમાંના ચૂનાના કણો ઉપર લોઢાના કાટનું પાતળું પડ આવૃત્ત થયેલું હોવાથી, તેને લીધે દેખાતા લાલ રંગ ઉપરથી-વિન્નેએ પાડેલું નામ.

ઢોસા ઊલાઈટ : ઢોસા આગળ મળી આવતાં વિશિષ્ટ ઊલાઇટ પડો.

એથલિટા : (Peltoceras athleta) એ નામનાં મેષશૃંગીઓનું વિશિષ્ટ ક્ષેત્ર.

એન્સેપ્સ : (Reineckia anceps) એ નામનાં મેષશૃંગીઓનું વિશિષ્ટ ક્ષેત્ર.

રેહમાન્ની : (Fam. Reineckeidae; R. rehmanni) એ નામનાં મેષશૃંગીઓનું વિશિષ્ટ ક્ષેત્ર.

Whip Snake)ના નામથી ઓળખાય છે. આ અંગ્રેજી નામ ઘણું જ વર્ણનાત્મક અને યોગ્ય છે જે આપણે હવે પછી જોઈશું. દક્ષિણ ગુજરાતમાં એ 'માલણ'ના નામથી ઓળખાય છે એમ સર્પના અભ્યાસી અને મંડળના ઉપ-પ્રમુખ શ્રી. રૂસ્તમજી નવરોજી સુતરીઆના કહેવાથી એ નામ અહિં રાખવામાં આવ્યું છે, પરંતુ ગુજરાતના અન્ય ભાગોમાં એનું કોઈ નામ હોવાનું જાણવામાં નથી. આ લેખમાળામાં હવે પછી જેટલા સર્પોનો ઉલ્લેખ આવશે એમાંના લગભગ અર્ધા ઉપરનાનાં નામો આપણી ભાષામાં નથી. આવા દરેક અનામી સાપનું વર્ણન વાંચીને એને યોગ્ય નામ વાંચકો સૂચવશે તો એ દિશામાં એમનો એ કીંમતી અને જરૂરી ફાળો ગણાશે. વ્હીપ સ્નેઈક માટે 'માલણ' શબ્દ યોગ્ય લાગતો નથી પણ અન્ય શબ્દના અભાવે એ વાપર્યો છે.

માલણ સ્વરૂપે અતિ સુંદર હોય છે. એની કાયા ખુબ જ પાતળી સોટી જેવી હોય છે. માથું સાંકડું, લાંબુ અને ટેરવા આગળ માંસના બનેલા અણીદાર ટોચકાવાળું હોય છે. આખ સ્હેજ આગળ પડતી અને મોટી હોય છે અને બંને બાજુએ મોઢાના ટેરવાથી આંખ સુધી ઉપસી આવેલી એક એક ધાર હોય છે. ગરદન સાંકડી, લાંબી અને સ્પષ્ટ હોય છે. આ સાપ મધ્યભાગમાં જાડો હોય છે અને બંને છેડા તરફ પાતળો થતો જાય છે, પરંતુ પુછડી તરફનો છેડો માથા તરફના છેડા કરતાં વિશેષ પાતળો હોય છે એટલે કંઇક, ઘોડાગાડીવાળાઓ રાખે છે એવા, ચાબુક જેવો દેખાય છે, અને રંગે લીલો હોય છે એટલે જ એ અંગ્રેજી ભાષામાં The Common Green Whip Snake (Green=લીલો; Whip=ચાબુક)ના નામથી ઓળખાય છે. એના બંને પડખાં પાસે પાસે હોવાથી એની પહોળાઇ કરતાં ઉંચાઇ વધારે હોય છે.

એની સરેરાશ લંબાઇ ૪–૫ ફુટની હોય છે, પણ ૬ ફુટ સુધીની લંબાઈનો અસામાન્ય ન ગણાય. એની પુંછડી શરીરની કુલ લંબાઈના 1/3 ભાગની કે એથી પણ લાંબી હોય છે. હિંદના અન્ય સર્પોની પુંછડી કરતાં માલણની પુંછડી ઘણી જ મોટી ગણાય.

આ સાપના માથાનો, પીઠનો અને પુંછડી ઉપરનો રંગ સામાન્ય સંજોગોમાં લીલો હોય છે, પરંતુ જ્યારે એ પોતાનું શરીર ફુલાવે છે ત્યારે ખાસ કરીને આગલા 2/3 ભાગમાં પડખામાં કાળી અને સફેદ લીટીઓ દેખાય છે. આ લીટીઓ ત્રાંસી ગરદનથી શરૂ થઇ પેટ તરફ અને નીચે જતાં પુંછડી તરફ ઢળતી હોય છે. શરીરની ફુલેલી સ્થિતિમાં ભીંગડાંઓ એક બીજાથી છુટાં પડી જવાને લીધે નીચે આવેલી ચામડીમા રહેલી આ લીટીઓ દેખાય છે. આંખ અને ટેરવા વચ્ચેની ધાર આછા લીલા કે પીળા રંગની હોય છે. દાઢી અને ગળું સફેદ અથવા ભુરા રંગનાં કે કવચિત્ પીળાશ પડતા રંગનાં અને છાંટણાવાળાં હોય છે. પેટનો રંગ પીઠના રંગ કરતાં આછો પણ સુંદર ચમકતો લીલો, તાજા ઉપટેલા કુમળા પાનને મળતો, હોય છે. હકીકતમાં ચામડીનો ખરો રંગ વાદળી હોય છે અને એના ઉપર પીળા રંગના કણો પથરાએલા હોય છે એટલે એ બંને રંગના મિશ્રણથી લીલો રંગ દેખાય છે. જો આ સાપને સ્પીરીટમાં રાખવામાં આવે તો પીળા કણો ઓગળી જાય છે જેથી સ્પીરીટનો રંગ પણ પીળો બની જાય છે. ગ્રીન પીટ-વાઈપરની માફક માલણને પણ બંને પડખે છેક નીચેના ભાગમાં સફેદ કે પીળા રંગની લીટી હોય છે. આંખની કીકી આડી, વચ્ચેથી જરા સાંકડી, લાંબી અને આસપાસ સુંદર સોનેરી કુંડાળાવાળી હોય છે.

આટલાં વર્ણન ઉપરથી જોઈ શકાશે કે ગ્રીન પીટ-વાઇપર અને માલણ વચ્ચે આશ્ચસામ્ય ઘણું જ છે એટલે ગોટાળો થતો અટકાવવા એ બે વચ્ચે રહેલી અસમાનતા દર્શાવતો કોઠો નીચે આપ્યો છેઃ—

| ગ્રીન પીટ-વાઇપર | માલણ |
| --- | --- |
| ૧. માથા ઉપરના ભીંગડા પીઠ ઉપર હોય છે એવા નાના હોય છે. | ૧. માથા ઉપરનાં ભીંગડા મોટા હોય છે. |
| ૨. આંખની કીકી ઊભી હોય છે. | ૨. આંખની કીકી આડી હોય છે. |
| ૩. પુંછડી નીચેના ભીંગડા અવિભક્ત હોય છે. | ૩. પુંછડી નીચેના ભીંગડા દ્વિભક્ત હોય છે. |
| ૪. આંખ અને ટેરવા વચ્ચે ધાર હોતી નથી. | ૪. આંખ અને ટેરવા વચ્ચે ઉપસી આવેલી ધાર હોય છે. |
| ૫. માથું આગળથી બુઠ્ઠું અને ગોળાકાર હોય છે. | ૫. માથું આગળથી અણીદાર અને ટેરવા ઉપર માંસનાં ટોચકાવાળું હોય છે. |
| ૬. પુંછડી શરીરની કુલ લંબાઇના ૧/૫થી ૧/૬ જેટલી લાંબી હોય છે. | ૬. પુંછડી શરીરની કુલ લંબાઇના 1/3 જેટલી કે એથી પણ વધારે લાંબી હોય છે. |
| ૭. સ્થૂળ. | ૭. પાતળો. |

ઉપલા કોઠામાં આપેલા સાત મુદ્દાઓમાં પ્રથમ બે અતી મહત્ત્વનાં છે.

માલણ સાપ આખા હિંદમાં ઘણો જ સામાન્ય છે. એ સાધારણ રીતે દરિયાની સપાટીએ આવેલા સ્થળોમાં વિશેષ રહે છે, છતાં ૩૦૦૦ હજાર ફુટ સુધીની ઊંચાઇએથી પણ મળી આવે છે. આબુ પહાડમાં એ જોવામાં આવ્યો છે. જંગલોમાં રહેનારો આ સાપ મનુષ્યોના વસવાટમાં બગીચાઓમાં ઘણીવાર નજરે ચડે છે. ઉંચા ઘાસ ઉપર કે ગીચ ઝાડીમાં અથવા વાડ ઉપર સામાન્ય રીતે રહેનાર આ સાપ નાળીએરી જેવા ઉંચા ઝાડ ઉપર પણ ક્વચિત ચઢી જાય છે. આ સાપ જમીન ઉપર ભાગ્યેજ દેખાશે. એ એવો પાતળો અને વજનમાં હલકો હોય છે કે પાતળી ડાળો ઉપર આસાનીથી પડી રહી શકે છે અને ઝડપથી દોડી શકે છે. બનતા સુધી એ લાંબો થઇનેજ પડી રહે છે. એ નિઃશંક દિવાચર છે.

આ સાપને કેટલાક નિરીક્ષકો શાંત સ્વભાવનો માને છે, પણ સામાન્ય રીતે એ તામસી પ્રકૃતિનો હોય છે. તાજો પકડાએલો આ સાપ પાંજરામાં શરૂઆતમાં ગુસ્સાને લઇને ખુબજ ધમપછાડા મારે છે. જો એને ઉશ્કેરવામાં આવે તો એ ઘણોજ ભયાનક દેખાવ ધારણ કરે છે. પ્રથમ તો ક્ષણ બે ક્ષણ માટે પોતાની જીભ બંધ જડબા વચ્ચેથી બહાર કાઢીને સ્થિર રાખે છે—બીજા સાપોની માફક લબકારા મારતો નથી. પછી માથું અને શરીરનો આગલો ભાગ અધ્ધર લે છે, જીભ પાછી ખેંચી લે છે, મોઢું ખુબ ફાડે છે અને અજબ શક્તિથી નીચલું જડબું સાધારણ સ્થિતિમાં હોય એથી બમણું પહોળું કરે છે, અને શ્વાસનળીનું દ્વાર ઉઘાડવાસ કર્યા કરે છે. આ બધો દેખાવ જોનારને ભયભીત બનાવી દે એવો હોય છે. આટલાથી

જો એ શાંત ન થાય તો છેવટે ઝડપથી અને બનતા સુધી જોનારની આંખ આગળ તરાપ મારીને કરડે છે.

આ સાપ નાનાં પક્ષીઓ, જેવાં કે ચકલાંઓ, ઉંદર અને દેડકાંઓને ખાય છે, પરંતુ કાચંડા અને એની જાતના સરિસૃપો તરફ એનો પક્ષપાત ખરો. કવચિત અન્ય સાપને પણ ખાય છે. કેટલાકનાં મળમાં વંદા અને કાળા મંકોડા જોવામાં આવે છે પરંતુ આ એમનો ખોરાક હોય છે કે જે પ્રાણીઓનો એ આહાર કરે છે એમણે ખાધેલા હોય છે એ નક્કી થઈ શક્યું નથી. પીંજરામાં પુરાએલો આ સાપ વંદા કે મંકોડા ખાતો જોવામાં આવ્યો નથી. ભક્ષ્ય પ્રાણીને પકડવાની એની રીત પણ વિશિષ્ટ છે. ભક્ષ્યને જોતાંજ એ પોતાના આગલા ભાગને તરંગાકાર બનાવીને અદ્ધર થાય છે અને એકદમ ઝપટ લગાવીને ગરદન આગળથી પ્રાણીને પકડે છે ( આ રીત વાઘની ભક્ષ્ય પ્રાણીને પકડવાની રીતને મળતી કહી શકાય ) અને હવામાં અદ્ધર લટકાવી રાખે છે. પછી ભક્ષ્ય પ્રાણીનો જીવ ગયા પછી અગર કવચિત અચેતન થાય કે તરતજ ગળવા માંડે છે. મોઢામાં લીધા પછી એ ખુબ અદ્ધર થાય છે અને જડબા અને ગળાનો ભાગ એટલા જોરથી દબાવે છે કે જોતજોતામાં તો બિચારૂં એ પ્રાણી સાપના મધ્ય ભાગમાં પહોંચી જાય છે.

માલણનો ચોક્કસ સંવનન કાળ નક્કી થઈ શકયો નથી, પણ એ ઉણું વરસ હશે એમ માનવાને કારણ છે. ગર્ભાધાન કાળ ત્રણ માસથી વિશેષ હોવાનું જણાયું છે. જાન્યુઆરી, એપ્રીલ, જુન, સપ્ટેમ્બર અને ડીસેમ્બર માસમાં બચ્ચાંઓ જન્મ્યાનું નોંધાયુ છે. અન્ય સર્પોની માફક આ સાપ પણ ઇંડા પેદા કરે છે, પરંતુ ઇંડા જમીનમાં મુકવાને બદલે પકવ થતાં સુધી ગર્ભાશયમાં જ રાખે છે. બચ્ચાંઓ જન્મકાળે ઇંડાં ફોડીને બહાર આવે છે. દરેક જણતર દીઠ ૩–૨૨ બચ્ચાં જન્મે છે. જન્મકાળે એમની લંબાઇ ૯–૧૭ ઈંચની હોય છે. જન્મ્યા પછી આઠેક દિવસમાં કાંચળી ઉતારે છે.

આ સાપનું વર્ગીકરણ બીનઝેરી સાપમાં કરવામાં આવ્યું છે, પરંતુ એ સાધારણ ઝેરી હોય છે. એને ઉપલા જડબામાં છેક પાછળનાં ભાગમાં પરનાળવાળા બે દાંત હોય છે. એના કરડવાથી નાનાં પ્રાણીઓ ૨૦–૨૫ મીનીટમાં મરી જાય છે પણ આ સમય દરમ્યાન ભક્ષ્ય પ્રાણીની ગરદન એના જડબામાં મજબુત રીતે જકડાએલી હોય છે એટલે સંભવ તો એવો છે કે ઝેરની અસરથી નહિ પણ ગુંગળાઇ જવાથી એ મરે છે. મનુષ્યોની બાબતમાં લગભગ બધાજ નિરીક્ષકોનો અનુભવ એવો છે કે એના કરડવાથી સ્થાનિક સોજો કે સ્હેજ દુખાવો થાય છે પણ તાવ આવતો નથી, ઉલટી થતી નથી, ચક્કર આવતા નથી કે બેભાન થવાતું નથી. એને વિષગ્રંથી હોય છે પણ એ પોલી ન હોવાથી એમાં વિષનો સંગ્રહ થઇ શકતો નથી, એટલે મનુષ્ય કે અન્ય મોટા અભક્ષ્ય પ્રાણીને કરડીને પળ બે પળમાં એ છુટી જાય એટલામાં વિષગ્રંથીમાંથી વિષ બહાર આવી શકે નહિ. આમ આપણી દ્રષ્ટિએ આ સાપને બીનઝેરી ગણવો બીલકુલ વ્યાજબી છે. નાના પ્રાણીઓ ઉપર એના વિષની અસર નાગના વિષની અસર જેવી મનાય છે.

[ ક્રમશઃ ]

# ગુજરાતની વનસ્પતિઓ : ૪

બાપાલાલ ગરબડદાસ વૈદ્ય

( પ્ર. પુ. ૩, અં. ૧ ના ૪૦ પૃષ્ઠથી અનુસંધાન )

૮૩. શ્રદ્ધદાર્વાદિ વર્ગ Covnolvulaceae
ફાંગ Rivea ornata
R. hypocrateformis
સમુદ્રશોષ Argyrcia speciosa
શુક્લચંદની Calonyction bona-nox
( (Ipomoea bona nox )
-બાગોમાં થાય છે
કાંટાળો ગરીઓ C. muricatum
( I. muricata )
કાલાદાણા Ipomoea hederacea
ધોળી કુદરડી I. calycina
પાંચપાનની કુદરડી I. pentaphylla
વાઘપદી I. pes. tigridis
ફેછાળા ગરીઆની વેલ Do. var. hepaticifolia
ઓડી કુદરડી (I eriocarpa)
I. hispida
ઓંતમરોઓ I. tridentata
ઉંદરકાની I. reniformis
વનવેલ I. obscura
હનુમાનવેલ sepiaria
નાડીવેલ (I. aquatica) I. reptans
આરવેલ મરિઆદવેલ (I. bilofa)
I. pes-caproe
દીવડ વેલ I. dasysperma
... I. pilosa
I. muricatum
ક્ષીર વિદારી I. digitata
( Giant potato )
શકરીયાં I. batatas
I. apalmata
I. suidica
સીતાચે કેશ quamoclit vulgaris
કામલતા Q. coccinea
( Ipomoea cocceinea moca
„ Q. pinnata બાગમા થાય છે
સાબરવેલ Lettsomia setosa
નસોતર Operculina turpethum
( Ipomoea turpethum ).
મોરગા Merremia vitifolia
( I. vitifolia )
——— M. hastata કચ્છ
M. emarginata
M. chryseides નવસારી (કુક), ડાકોર (કાનીટકર)
M. dissecta
M. pentaphylla ડીસા (સ્ટોક્સ)
મોરમા M. tridentata નડિયાદમા થાયછે.
નારી-ચાંદવેલ Convolvulus arvensis
ફેછાળી વેલડી C glomeratus
શંખાવલી C. microphyllus
C. pluricaulis
વિષ્ણુંક્રાન્તા કાળી શંખાવલી Evolvulus alsinoides
રૂદતી પદીયો Cressa cretica
અમરવેલ Cuscuta hyalina
„ C. reflexa
„ C. chinensis કચ્છ
Breweria latifolia કાઠિયાવાડ અને સિંધમાં થાય છે એમ કુક કહે છે.

Jacquemontia paniculata સુરત (ડાલ્ઝેલ, ગીબ્સન); ચાંદોદ (કાનીટકર)
Hewittia bicolor

૮૪ ધતુરાદિ વર્ગ N. O. Solanaceae

પીલુડી Solaumm nigrum
ઊભી ભોરીંગણી S. indicum
મોટા રીંગણી S. coagulens (incanum)
બેઠી ભોરીંગણી S. Xanthocarpum
રીંગણું S. melongena
બટાટા S. tuberosum
અલકકંદી S. trilobatum હાંસોટ તરફ ખુબ થાય છે.
S. albicaule ખારાઘોડા
મોપટી Physalis minima
„ „ „ var. indica
„ „ p. peruviana
મરચાં Capsicum frutescens
નાની મરચી c. minimum
c. annum
મોડાકુન Withania somnifera
કાગમેંદી (Lycium enropaeum)
Lycium barbarum
સફેદ ધતુરો Datura fastuosa var alba
કાળો ધતુરો D. fastuosa
તંબાકુ Nicotiana tobacum
ટામેટા Lycopersicum esculentum

૮૫ બામનો વર્ગ N. O. Scrophu-Lariaceae

કુલાય-કુલાહલ Celsia coromandeliana
ભીંતગલોડી-કાનેરી Linaria ramosissima
પથ્થરચટી Lindenbergia urticaefolia
Vandellia crustaeca તલોદ
Hysanthes byssopioides
મુકચુની Stemodia viscosa
કુત્રા Limnophila gratioloides
બામ Moniera cuneifolia (Herpestis monnieria)
— Bonnaya reptans
— B.bracheata (Ilysanthes reptans)
— Veronica Anagallis
ધોળો આગીઓ Striga lutea
રાતો આગીઓ S. orobanchoides
„ S. euphrasioides
„ S. densiflora
કુધાસી Supubia delphinifolia બાલારામ (પાલણપુર)માં જોઇ છે.
Glossostigma spathalatum તલોદ

૮૬ જોગીડાનો વર્ગ Orobanchacae

Orobancha cernua var desertorum
ભુરો લોગીડો Orobanche aegyptiaca
કાળો આગીયો O. indica
પીળો આગીયો Cistanche tubulosa

૮૭ N. O. Lentibulariaceae

Utricularia stellaris
U. arcuata

૮૮ પાટલાદિ વર્ગ Bignoniaceae

ટેંટુ Oroxylum indicum
રગતરોહિડો Tecomella undulata (Tecoma undulata)
મેઢાસીંગી Dolichandrone spathecia (Spathodia rheedii)
નેતરસીંગી D. falcata
વારસ Heterophragma roxburghii
પાડળ Stercospermum tetragonum (S. chelonoides)
ખરસિંગ Radermachera xylocarpa (Stercospermum xylocarpum)
વસંત Tecoma stans બાગોમાં થાય છે.
બુચ Mellingtonia hortensis

Bignonia radicons બાગોમાં
હસ્તિઉપસ્થ Kigelia pinnata, બાગોમાં

૮૯ તલનો વર્ગ Pedaliaceae

ઊભાં ગોખરૂં Pedalium murex
વીંછુડો Martynia annua
(M. diandra)

તલ sesamum indicum
અડબાઉ તલ S. laciniatum
કાગતલ S. prostratum

૯૦ વાસાદિ વર્ગ Acanthaceae

કસમૂલી Tubiflora acaulis
Nelsonia campestris
પંચમહાલ

ઊટીંગણ—ચોપાની નેસ Blepharis boerhovifolia
ઝીણું ઉટીંગણ B. molluginifolia
સિંધી ઊટીંગણ B. sindica
એખરો Asteracantha longifolia
(Hygrophila spinosa)
કાળી કામણુંટીકળી Ruellia prostrata
પીળી ,, R. patula
કશમૂલી Daedalacanthus roseus
ગારનારી પોંદકી Strobilanthus callosus
પીળો કાંટાસેરીયો Barleria Prionitis
ભુરો ,, B. cristata કચ્છ
ભુરો કાંટાસેરીયો B. strigosa
ધોળો કાંટાસેરીયો B. acanthoides
ગડેર Neuracanthus sphærostachyus
કાળું કરિયાતું Andrographis echioides

ધોળી કિરાત }
લીલું કરિયાતું } A. paniculata

ઉંબેલુચરો Lepidagathis trinervis
L. cristata
કેરી Haplanthus tentaculatus

વાપ. કાલાડુસા Justicia gendarusa
ખડસલીયો J. procumbens
,, J. heterocarpa
,, J. diffusa
,, simplex
— Monechma bracteatum
અરડુસી Adhatoda vasica
કાદરનું ઝાડવું Rhinacanthus communis
Ecbolium linneanum
(J. Ecbolium)
ખડસલીયો પિત્તપાપડો Rungia repens
,, R. parviflora
કાળી અઘેડી Peristrophe bicalyculata
Hygrophila polysperma
H. serpyllum
Hemigraphis dura સુરત તરફ થાય છે.
H. elegans var crenata
શિયાળે આસમાની રંગના ફુલ આવે છે.
Petalidium barlerioides ડાંગ અને પંચમહાલમાં થાય છે. વસંત ઋતુમાં સફેદ ફુલ આવે છે.
Dyschoriste depressa ડાંગમાં થાય છે. ઢોળી ઉપર આસમાની ગુલાબી રંગના ફુલ આવે છે.
Dicliptera micranthes

૯૧ નિર્ગુંડયાદિ વર્ગ Verbenaceae

ઘાણી દાળીયા Lantana camara
,, L. aculeata
રતવેલીયો Lippia nodiflora
સાગ Tectona grandis
ધીંડી Premna herbacea
વડી ધીંતેલી P. coriacea
અજેપાલની પુત્રી P. integrifolia
(P. serratifolia)
શીવણ Gmelina arborea

લટ કેસર G. asiatica બાગોમાં પીળાં ફુલનો મોટો છોડ થાય છે.
મોટી લટ કેસર G. Hystrix બાગોમા
નગોડ Vitex trifolia
„ V. Negundo
અરણી Clerodendron Phlomidis
વનજાઇ C. inerme (પીકીટ રીવર લોન્ઝ)
ગુલમકાવલી C. fragrans
ઘેળીનું ઝાડ C. emirence
તવર Avicennia officinalis

**૬૨ તુલસ્યાદિ વર્ગ Labiateae**

તકમરીયા Ocimum basilicum
રાનતુલસી O. gratissimum
તુલસી O. sanctum
તકમરીયાની જાત O. pilosum
રાન તુલસી O. canum
Orthosiphon tomentosus
આવચીબાવચી Moschosma polystachyum
ગરમર Coleus barbatus
પાનના સુવા C. amboinicus પાનનાં ભજીયા કરવા કુંડામા ઉછેરાય છે.
પથ્થરચૂર C. aromaticus બાગોમા થાયછે. કોલયસની ઘણી રંગબેરંગી પાનની જાતો શોભા માટે બાગોમા વવાય છે.
પચોલી Pogostemon Plectranthoides ચીખલી પાસે થાય છે
હસો રતવેલીયો Amisochilus cornosus ? અરણી કે ચોધારાના પાનને મળતા પાન થાય છે. રીકા આસમાની રંગના ફુલ થાય છે.
લવંડર-સાપનો ચારો Lavandula bipinnata (L. Burmanni)
ફુદીનો Mentha viridis
પીપરમીંટ M. piperita
લવંગીયાબાટ Salvia aegyptiaca var punida
ચોધારો Anisomeles indica (A. ovata)
મખમલીયો ચોધારો A. malabarica
ઊંસીનો કુબો Leucas cephalotes
L. aspera
ઝીણાપાનનો કુબો L. linifolia
કુબો L. urticaefolia
ડુંગરાઉ કુબો L. stelligera
લાબા પાનના કુબો L. longifolia
— L. biflora (કુક પ્રમાણે)
હીપમાલ Leonotis nepetaefolia
Nepeta bombaiensis એકાદ ફુટનો રુંછાળો છોડ, આસમાની રંગનાં ફુલ થાય છે.

**૬૩ ઈસબગુલ વર્ગ Plantaginaceae**

ઈસબગુલ Plantago amplexicaulis

**૬૪ પુનર્નવાદિ વર્ગ Nyctaginaceae**

રાતો વસેરો Boerhavea diffusa (B. repens)
વસેરો *B. repanda*
વખખાપરો, સાટોડી B. verticillata
Pisonea morindaefolia બાગોમાં
ગુલબાસ Mirabilis jalapa
બાઉગનવેલીયા *Bougainvillæa spectabilis*
B. spectabilis „ var Mrs. Buth બાગોમાં. એના રાતા પુષ્પપત્રોના ઝુમખાથી તે 'ઝુમખાવેલ' નામથી પણ ઓળખાય છે.

**૬૫ N. O. Illecerbaceae**

Cometes surattensis (કુક)

**૬૬ અપામાર્ગાદિ વર્ગ Amarantaceae**

લાંપડી Celosia argentea
લાલ મુરઘા ...Do... var cristata
કણેજરો Degera arvensis
કાંટાળો ડાભો Amaranthus spinosus

રાજગરો Amaranthus paniculatus
અડબાઉડાંભો A. gangeticus
ઢીમરો A. viridis
અડબાઉ તાંદળજો A. blitum
તાંદળજો — Do. var. oleracea
— A. tenuifolius
— A. polygamous
ખુવાડો Aerua tomentosa (A. jivanica)
બેલાજો ગોરખગાંજો A. scandens
ગોરખગાંજો A. lanata
" A. monsoniae કચ્છ
અઘેડો Achyranthes aspera
A. aquatica
Psilostachys sericea પેરીમ બેટ (નર્મદા)માં થાય છે એમ કુક જણાવે છે.
Nothosaerua brachiata સુરતમાં થાય છે (ચુરો)
વાડઝીપટો Pupalia atropurpurea
" P. lappaea ચાંપાનેર (ચુરો) ડાકોર (કાનીટકર)
જલજાંબવો-જલભાજી Alternanthera sessilis વૈદ્યોની મત્સ્યાક્ષી આ હોય ખરી. A. triandra
Gomphaena globosa બાગમાં થાય છે
૯૭ લોણિકાદિ વર્ગ Chenopodiaceae
અડબાઉ ટાંકો Atriplex stocksii
અડબાઉ પાલખ દરિયાકાંઠે થાય છે.
બોથડો મચુલ Salicornia brachiata ખારવાળી દરીઆની કાદવવાળી જમીનમાં ઊગે છે. નવસારી, પોરબંદર, દ્વારકા વગેરે સ્થળે થાય છે.
ચીલની ભાજી Chenopodium album (અમેજ White goose-foot)
સંદનબટવા C. ambrosioides

બીટ રૂટ Beta vulgaris
મેંગલવર્ઝેલ-Mangel murzel—બીટને મળતો બીજો છોડ છે.
*પાલખની ભાજી Spinacca oleracea
મોરસ Suaeda fruticosa દરિયાકિનારે આ ભાજી બહુ થાય છે. એનાં મુઠીયાં અને ભજીયાં ખવાય છે.
" S. nudiflora
લાણો Suaeda maritima
S. nudiflora
ખારો Haloxylon recurvum
લાણો Salsola fætida
પોઈ Basella rubra
૯૮ રાજગરાનો વર્ગ Polygonaceae
ઝીણુકો ઓખરાડ Polygonum plebejum
પંચમહાલમાં થાય છે.
શેરલ P. Glabrum પાણીકિનારે થાય છે
નાની શેરલ P. barbatum
P. serrulatum ઓખ
રાજગરો (Fagopyrum esculentum) ફરાળમાં ખવાય છે તે આ વર્ગનો છોડ છે.
Rumex dentatus ઓખ
૯૯ કીડામારીનો વર્ગ Aristolochiaceae
કીડામારી Aristolochia bracteata
સાપસન (A indica) મુંબઈની આસપાસ ખૂબ થાય છે.
૧૦૦ મરિચ્યાદિ વર્ગ Piperaceae
નાગરવેલ Piper betle
પીંપર P. longum
જંગલી મરી P. nigrum (દાગમાં જોવામાં આવે છે)
૧૦૧ તજનો વર્ગ Lauraceae
અમરવેલ Cassytha filiformis

૧૦૨ વાંદાનો વર્ગ Loranthaceae

વાંદો Loranthus longifolius

„ L. elasticus

ખેરો વાંદો Viscum angulatum

V. articulatum

૧૦૩ ચંદનાદિ વર્ગ Santalaceae

સુખડનું ઝાડ Santalum album

૧૦૪ આમલકયાદિ વર્ગ Euphorbiaceae

દુધેલી Euphorbia hypericifolia

નાગલા દુધેલી E. hirta (E. pilulifera)

ઝીણકી દુધેલી E. thymifolia

દુધી E. microphylla

E. prostrata

ઉનારવાં E. elegans.

વડી દુધેલી Euphorbia sp. ?

E. dracunculoides

ખરસાંડી થોર E. tirucalli

ડાંડલીયો થોર E. nivulia

કાંટાળો થોર E. neriipholia

દુધીયો થોર E. rothiana (નૈર્નપ્રમાણે)

E. granulata

E. heterophylla

અસન એખલકરો Bridelia retusa

અસનવેલ B. stipularis

અસન B. Hamiltoniana

B. montana આજ હશે એમ લાગે છે.

આંબળાં Phyllanthus Emblica

પાવન P. reticulatus ડાકોર તરફ થાય છે.

કનોછા બકરાંટો P. madraspatensis

ખરસટ ભોંયઆંમરી P. urinaria

P. Lawii કરનારી આગળ, નર્મદાના ભાઠામાં, કાંટાવાળા છોડ ખૂબ થાય છે.

મોટી ભોંયઆંમરી P. simplex

ભોંયઆંમરી P. Niruri

હરફારેવડી લવલી Cicca disticha (Phyllanthus distichus)

પાંદરફલી-શીણુવી Flueggea Leucopyrus

કંબોઈ Breynia patens

કાળો ઓખરાડ-અળશીયાં (હાંસોટ) Chrozophora prostrata (C. plicata)

ખેડો ઓખરાડ C. prostrata var parvifolia

ઓખરાડ C. rottleri (C. tinctoria)

એરંડીઓ ઓખરાડ Claoxylon mercurialis પોરબંદર

પુત્રંજીવ Putranjiva roxburghii બાગોમાં થાય છે.

રતનજોટ Jatropha glandulifera

મુગલાઈ એરંડ J. Curcas

ચીનઇ એરંડ J. multifida (Coral Plant) બાગોમાં થાય છે.

દાદરો Acalypha indica

દાદરી A. ciliata

દાદરો A. malabarica

„ A. hispida

પેયારી Trewia nudiflora કરનાળીમાં ધર્મશાળા પાસે ઝાડ છે. પારસપીપળા જેવાં મોટાં પાન થાય છે.

કપીલો-Mallotus philippinensis હરિપુરા કોંગ્રેસ જ્યાં ભરવામાં આવી હતી ત્યાં આગળ તાપીના કિનારે ઘણાં ઝાડો ઊગેલાં છે.

ચાંદરા Macaranga peltata (M. Roxburghi)

એરંડો Ricinus Communis

દંતી Baliospermum montanum (B. axillare)

ખાજેટી Tragia involucrata

„ T. Cannabina વાડોમાં થાય છે.

મોથી Manihot utilissima. આફ્રીકાનું વતની પરંતુ હાલ બાગોમાં. આનાં કંદ જેવાં મૂળ બાફીને ખાવા માટે વાપરવામાં આવે છે.

વીલાયતી ખરસાંડી–Pedilanthes tithymaloides (Slipper plant)

પોઇન્સેટીયા–Poinsettia pulcherrima બાગોમાં લાલ પુષ્પપત્રો અને પીળાં ફુલવાળા સુંદર છોડ થાય છે.

જંગલી અખરોટ Aleurites moluccana–બાગોમાં મોટું ઝાડ થાય છે. Crotonsની અનેક જાતો બાગબગીચામાં તેનાં પાનની શોભા માટે વાવવામાં આવે છે–તે આજ વર્ગના છોડ છે.

**૧૦૫. વટાદિવર્ગ Urticaceae**

કણજો, ચરેલ Holoptelea integrifolia

પોપટી ઘાલ (મરાઠી) Trema orientalis

મોટી ખાજેટી Girardinia zeylanica આબુમાં આ ડીંગળું પરંતુ મજબુત ઝાડ થાય છે.

ભાંગ Cannabis sativa

સરેરો (પંચમહાલ) કટુ (કરાડી–મટવાડ) Streblus asper

સેતુર Morus: indica

વડ– Ficus bengalensis

નાંદરૂક F. retusa

પીંપળો F. religiosa

પીંપળી F. Tsiela

ઉંમરો–ગુલર F. glomerata

ટેડ ઉમરડી F. hispida

અંજીર F. carica વડોદરાનું ખેતીવાડી ખાતું ઉછેરે છે.

વડવેલ F. repens ભીંતિ, બાગોમાં આ નાની વેલ થાય છે.

ફાંદીર F. gibbosa વલસાડ પારો.

ખારોટી F. asperrima

પેંપરી F. palmata આબુમાં થાય છે. (બ્લેટર)

„ F. infectorea

ફણસ Artocarpus integrifolia

વિલાતી ફણસ A. incisa (Bread fruit tree) બાગોમાં થાય છે. ફણસ કરતાં નાનાં હોય છે.

પાઇલીઆ–Pilea Gardneri આનાં ઝીણા છોડવા ઝીણી લુણીની પેઠે જમીન પર પથરાય છે. વિલાયતી છે.

**૧૦૬. ઝુરીનો વર્ગ Casuarinaceæ**

ઝુરી Casuarina equisetifolia

**૧૦૭. શેવાલ વર્ગ Ceratophyllaceæ**

— Ceratophyllum demersum પાણીમાં જ આ છોડ થાય છે. પાણીને તળીએ થાય છે.

**૧૦૮. સાબુદાણા વર્ગ Cycadaceae**

સેંગોપામ–(Cycas circinalis) બાગોમાં થાય છે.

C. Rumphii

**૧૦૯. જલસરપોલિયાંનો વર્ગ N. O. Hydrocharitaceæ**

— Hydrilla verticillata આ છોડ પાણીમાં એકજાથે ઉગે છે.

જલસરપોલીયાં Vallisnaria spiralis

— Ottelia alismoides. અમદાવાદ–સાબરમતી. વલસાડના તલાવમાં આ પાણીપોચો છોડ થાય છે.

— Halophila ovalis–"આ છોડ દરીઆમાં રેતાળ ભાગમાં થાય છે. ગુજરાતમાં દ્વારકાં અને ઓખામાં જડે છે." (સુરેશ દીક્ષિત)

**૧૧૦. સાલમનો વર્ગ Orchidaceæ**

સાલમની જાત–Eulophia herbacea–પંચમહાલ વગેરે થાય છે.

અમરકંદ E. muda – રાજપીંપળાના ડુંગરોમાં ખૂબ થાય છે.
બંગાલી રાસ્ના (Vanda Roxburghii) V. tesselata
ઝીણું ઘામણું Leuxine sulcata રાજકોટ તળાવકાંઠે થાય છે.

૧૧૧ કદલ્યાદિ વર્ગ Scitaminene

તવખાર Curcuma augustifolia
આંબાહળદર C. amada
હળદર C. longa
કચુરો C. zedaria
ભોંયચંપો Kaempferia rotunda K. pandurata
આદુ Zinziber officinale
જંગલીઆદુ Z. cassumunar
Costus speciosus
Alpinia natuns બાગમાં થાય છે.
અકલબેર Canna indica
કેળ Musa paradisiaca
રાનકેળ M. superba
એલચી Ellataria cardamomum એલચી ગુજરાતમાં થતી નથી, છતાં બાગોમાં એના છોડ વાવવામાં આવે છે.
ટ્રાવેલર્સ ટ્રી – Ravenala madagascarensis બાગોમાં થાય છે.

૧૧૨. નાગફણીકેતકી વર્ગ N. O. Haemodoraceæ

નાગફણી કેતકી Sansevieria zeylanica (Bow String Hemp.)

૧૧૩ કાળીમુસલી વર્ગ N. O. Amaryllidaceæ

અમેરીકન કેતકી Agave americana
કેતકી A. augustifolia (Bastard Aloe)
કાળીમુસલી Curculigo orchioides
સુખદર્શન Crinum asiaticum
ગવરીકંદ C. defixum
ગુલછડી,ગુલછરી Pollanthes tuberosa બાગોમાં વવાય છે.

૧૧૪. અનનાસનો વર્ગ N. O. Bromeliaceæ

અનનાસ Ananas sativus

૧૧૫. નોળવેલનો વર્ગ N. O. Dioscoriaceæ

પાંચપાની નોળવેલ Dioscorea pentaphylla
આંબલીયો કંદ D. oppositifolia
વારાકંદ D. bulbifera
નોરવેલ D, triphylla
જમીકંદ, શકરકંદ D. sativa હાથ હાથ લાંબા ને હાથજેવા જાડા જાંબુડારંગના કંદ શાક તરકારી તરીકે મુંબઈમાં વેચાય છે તે. આખા હિંદમાં વવાય છે.

૧૧૬. લશુનાદિ વર્ગ N. O. Liliaceæ

ચોબચીની Smilex zeylanica (S. macrophylla) ખરી ચોપચીની તો ચીનથી આવે છે, પરંતુ બાગોમાં આ વેલ વાવવામાં આવે છે.
શતાવરી Asparagus racemosus
દરીઆઇ એલકેરો A. dumosus
આદમની સોઇ Yucca gloriosa
કુંવાર Aloe vera
ડુંગર Asphodelus tenuifolius
કરલીનીભાજી Chlorophysum arundinaceum
ડુંગળી, કાંદા Allium cepa
લસણ A. sativum (Garlic; Poor man's Treacle અંગ્રેજી)
પાણકંદો Urginea indica
દુધીયો વછનાગ Gloriosa superba
વિલાયતી વાંસ Draecena Dracoe Cordyline બાગોમાં થાય છે.

**૧૧૭. — N. O. Pontederiaceae**

Monochoria vaginalis–આ છોડ હમેશાં પાણીમાં તળાવ કે ખાબોચી. યામાં થાયછે. એને ભુરાં ફુલ આવે છે. છોડ સપાટી ઉપર તરે છે.

**૧૧૮. સીસમુળીઆંનો વર્ગ N. O. Commelinaceae**

મોટું સીસમુળાયું Commelina nudiflora

સીસમુળીયું C. benghalensis

C. Hasskarlii

— Aneilena nudiflorum

— Cyanotis axillaris

— C. cristata

**૧૧૯. નાલિકેરાદિ વર્ગ N. O. Palmæ**

સોપારી Areca catechu

શૈરવજટા Caryota urents

જંગલી ખજુરી Phœnix sylvestris

અરબી ખજુરી P. dactylifera

તાડ Borassu flabellifer

નાળીએરી Cocos nucifera

રોયલ પામ Oreodoxa regia

રાવણતાડ Hyphaene thebaica નગીનાવાડી, અમદાવાદ

— H. indica ઓખામંડળ

લિવિસ્ટોના Livisiona mouritiana આ તાડનાં નાનાં ઝાડ જ્યારે મોટાં કુંડાંમાં કે પીપમાં વાવવામાં આવે છે ત્યારે અતિસુંદર જણાય છે.

**૧૨૦. કેવડાનો વર્ગ N. O. Pandanaceæ**

વડો Pandanus tectorius (P. fascicularis)

**૧૧. ઘાબાજરીયાનો વર્ગ N. O. Typhaceæ**

ગાજરીયું Typha elephentina

T. a ugustata સાબરમતી

**૧૨૨. સુરણનો વર્ગ N. O. Araceæ**

જળશંખલાં Pistia stratiotes

સાપકંદ Arisaema murrayi ડાંગમ થાય છે.

સુરણ Amorphophallus Campanulatus

જંગલીસુરણ Synantherias sylvatica વજમૂઠ (મરાઠી)

પત્તરવેલીયાં–અળુ Colocasia esculanta (C. antiquorum)

પોથોસની વેલ Pothos scandens બાગોમાં મોટાં પાનવાળી જબરી વેલ થાય છે.

Alocaria irulica માનકુચુ(બંગાલ) બંગાળામાં ખૂબ થાય છે. બાગોમાં થાય છે. (Elephant's ear)

વજ Acorus calamus

**૧૨૩ — N. O. Lemnaceae**

Lemna pohyrhiza–તંતુ જેવાં મૂળ. પાંદડાં નીચે જાંબુડીઆ રંગનાં હોય છે. પાણીમાં તરે છે.

Wolffia michelli–બહુ સૂક્ષ્મ પાંદડીઓ વગરમૂળની પાણી પર તરે છે.

**૧૨૪ નાલકુંટનો વર્ગ N. O. Alismaceae**

નાલકુંટ Lymnophyton obtusifolium અંકલેશ્વરના તળાવમાં મોટાં પાનવાળો છોડ પાણીમાં થાય છે.

— Butomopsis lanceo – લાંબા ભાલા જેવાં બેચાર ઈંચના પાનનો છોડ તળાવમાં થાય છે. ચીખલીના તળાવમાં થાય છે. ગોધરા (ફુલ્રી)

૧૨૫. જલપુપેડીનો વર્ગ N. O. Naiadaceae

Aponageton monostachyon પાણીમાં આ છોડ થાય છે. ગોધરા

જલપુપેડી Potamogeton pectinatus દાંડી તાંતણા જેવી અને પાંદડાં લાંબાં, પાણીમાંથી કાઢતાં લોચા જેવો થાય છે. ઘોઘાના તળાવમાં ખૂબ છે એમ ડાક્ટર ગીબ્સન કહે છે.

Potamogeton perfoliatus સાબરમતી

P. crispus ચંડોળા

P. indicus કચ્છમા થાય છે.

Ruppia rostellata ઘાસ જેવો લાગતો આ છોડ દરિયાના ખારા પાણીમાં થાય છે. ઓખા.

Naias minor દોઢથી દશ ઈંચ જેવડો મીઠા પાણીમાં થતો છોડ.

Launichellia palustris સાબરમતી, ચંડોળા

૧૨૬. — N. O. Eriocaulaceae

Eriocaulon trilobum ભીનાશવાળી જગામાં

૧૨૭. મુસ્તાદિ વર્ગ Cyperaceae

ચગીમોથ Cyperus odoratus

ચીડાનીમોથ C. rotundus ખેતરોમાં

નાગરમોથ C. scariosus

C. hyalinus

કાસાં C. stoloniferus

C. globosus

C. pyjmaeus સુરત (વુડ્રો)

C. laevigatus કાઠિયાવાડ (વુડ્રો)

C. alopecuroides પંચમહાલ(વુડ્રો)

ચીઓ C. haspan ઘણું ખરું ડાંગરના ક્યારામાં

C. arenarius દરિયાપાસે ડુમસમાં

C. conglomeratus અમદાવાદ(વુડ્રો)

C. bulbosus

C. flavidus

C. difformis

C. niveus

C. aristatus

C. iria કચ્છ

C. iria var paniciformis

C, elensinoides

C, tegetum

C. articulatus

C. esculentus

ડુંગરો C. exaltatus પાણીમાં થાય છે.

થેગી Pycren scapillaris એના મૂળમા ઘઉંના દાણા જેવી ગાંઠો થાય છે જે બાફીને લોકો ખાય છે.

Kyllinga triceps

બીડછાજ Fimbristylis dichotoma બોરેલી (વુડ્રો)

F. qinquangularis વડોદરા (વુડ્રો)

F. tetragona, F. ferruginea — કચ્છમાં આ જાતો થાય છે.

F. spathacea

F. schoenoides

F. argeutia

F. milacea

F. teuera

E. monostachya

F. complauata

F. junciformies

Eleocharis plantaginia ૨થી ૩ ફુટ ઊંચો છોડ, વડોદરા (વુડ્રો)

E. atropurpurea ગોધરા (વુડ્રો)

ઝીણીમોથ Scirpus articulatus ડાકોર (કાનીટકર)

S. supinus વાંસદા (વુડ્રો) ડાકોર (કાનીટકર)

S. quinquefarius કમરેઠ (ડુફ્રી)
S. meritimus " "
S. " var affisis
S. litorales અમદાવાદ, કાઠિયાવાડ
S. michelianus
ખસર S. kysoor
S·mucronatus
Eriophorum comosum ચાંપાનેર (ડુફ્રી)
Fuirena glomerata ઘણું કરી ડાંગેરના ક્યારામાં થાય છે.
Scleria stocksiana તશૌદ

૧૧૮. ઘાસનો વર્ગ N. O. Gramineae
Spinifex squarrosus ડુમસ પાસે (કુક)
Pennisetum alopecuros દોરડાં વણવાના કામમાં આવુ ઉપર લેવાય છે
P. dichotomum પાડોમા થાય છે. કચ્છમાં રેતીના ઢુઆ ઉપર
P. pedicellatum ગુજરાત(લીસ્બો) રાજકોટ (ડુફ્રી)
ઝીણું ધામણું ઘાસ P. cenchroides ગુજરાત (લીસ્બો)
P. setosum (કચ્છમા)
બાજરી P.spicatum(P.typhoideum)
ધામણું ઘાસ Cenchrus biflorus અમદાવાદ (કુક)
મોટું ધામણું ઘાસ C. catharhcus પેરીમ બેટ (સાવજી)
કુચી Setaria glarica
વઢીકુંચી S. verticillata વડોદરા (ડુફ્રી)
પાનદાર S. intermedia
S. italica ડુંગરોમાં જંગલીલાદ વાવે છે.
દેરા Isachne australis
Axonopus cimicimus (અમદાવાદ)
Oplismenus burmannii ડુમસ (કુક)
ઝીણો સામો Panicum flavidum
અડબાઉ સામો Echinochloa crusgalli (P. crusgalli)
સામો P. colonum પંચમહાલ તરફ ખૂબ થાય છે.
P. isachne સુરત તરફ
P. prostratum
કુરી કણેર ઘાસ P. setigerum
કુરી (?) P. Javanicum
મણુઓ P. sanguinale
P. turgidum
ડુંસ ઘાસ P. antidotale
P. punctatum
P. stagninum
P. miliaræ
P. maximum
ગીની ઘાસ P. gumentorum
રોગા Digitaria sanguinalis
D. permata (કુક)
કોદરા Paspalum scrobiculatum
કોદરી P. distichum
Exiochloa polystachya
સરઘાસ Imperata arundinaceae
કાસડો Saccharum spontaneum
શેરડી S. officinarum
સરખડ Erianthus ravennæ
Pollinia argentea
હુતીઆ Ophiurus corymbosus
Rottboellia compressa
R. exaltata
કરીઠું Manisuris granularis
Apluda aristata
બંગોરૂ, ફરેડી Apluda varia સુરત(કુક)
ઝીણું બંગોરૂ A. glauca
Ischaemum rugosum પ્રાંતીજ

[ ક્રમશઃ ]

[ અનુસંધાન પૃષ્ઠ ૧૩૩ થી ]

યુરોપ અને ભારતવર્ષમાં મધ્યજીવયુગ અને તૃતીયયુગમાંથી એમના અસંખ્ય અવશેષો મળી આવેલા છે. આ પ્રાણીઓ મધ્યજીવયુગમાં વિકાસની પરાકાષ્ઠાએ પહોંચ્યાં હતાં અને તૃતીયયુગમાં એમની ક્રમિક અવનતિ થઇ હતી. એ એકાંત સમુદ્રવાસી હતાં અને આજે પણ સમુદ્રમાં વસી રહ્યાં છે.

અર્વાચીન સાઇડેરીસ વિષયમાં ઇન્ડિઅન મ્યુઝિયમે પ્રકટ કરેલો રેને પ્રોફેસરનો Echinoidea અને કચ્છના પુરાકાલિન અવશેષો વિષયમાં પૅલીઓન્ટોલોજીઆ ઇન્ડીકા ગ્રન્થમાળાનો ગ્રેગરીપ્રણીત 'Echinoidea of Kach' પ્રમાણગ્રન્થો છે.

આપણા ત્યાં આ વિશિષ્ટ જાતના દરીયાઈ શેળા (Cidaris)ના ઉત્ખાત અશ્મીભૂત અવશેષો કચ્છમાં અને રાજપીપળા, વગેરે સ્થળેથી મળી આવે છે. મારા સંગ્રહમાં પણ કચ્છમાંથી શ્રી રિમથે મોકલેલા બેત્રણ નમૂના છે પરંતુ 'કાંટા'નો એક પણ નમૂનો મારી પાસે ન હોવાથી હું ભૂલાવામાં પડયો હતો. અહિં એક નવાઇની વાત જણાવવી આવશ્યક છે. આપણા જમીનના જેવા અને જેવડા જે દરીયાઇ શેળા આજે પણ સમુદ્રમાંથી મળી આવે છે એમના કાંટા જમીનના શેળાના કાંટા જેવા અને જેવડા જ પણ ઓછી સંખ્યામાં હોય છે, પરંતુ આ 'સાઇડેરીસ' જાતના પ્રાણીનું શરીર બેથી ત્રણ ઇંચનું હોય છે છતાં એની ઉપરના કાંટા ( Spines ) ત્રણથી ચાર ઇંચના અને અરધા ઇંચ સુધીની જાડાઇના હોય છે ! એ હિસાબે તો પુરાકલ્પના સાઇડેરીસ (જેના અવશેષો દોઢથી બે ઇંચના હોય છે)ના શરીર ઉપર પણ એકાદ ઇંચ લાંબા અને અરધા ઇંચ જેટલા જાડા કાંટા (હજરત બેર) ઊગતા હોય, એમાં નવાઇ નથી.

છેલ્લે 'હજરત બેર'નો ઔષધરૂપે થતા ઉપયોગનો ઉલ્લેખ કરવો જોઇએ. હાલમાં વૈદો એનો ઉપયોગ કરે છે તે યુનાની પદ્ધતિને અનુસરીને. આર્ય ઔષધમાં એની ગણતરી થયેલી જોવામાં આવતી નથી, ગુણમાં એ મૂત્રલ છે અને પેશાબની બળતરા કે અટકાવ ઉપર એને વાટીને પાણી સાથે પાવાથી સારો ફાયદો થવાનું કહેવાય છે. અમદાવાદમાં એ ચાર આને તોલો વેચાય છે.

ગુ. પ્ર. મંડળ, અમદાવાદ — હરિનારાયણ આચાર્ય
આસો વદિ ૧૪. ૨૦૦૦.

---

## શુદ્ધિ

ગયા અંકમાં નીચે પ્રમાણે સુધારીને વાંચવું:—

પૃ. ૯૨. લેખકનું નામ 'જયતિલાલ દેવશંકર ઓઝા' જોઇએ.

પૃ. ૯૪. પંક્તિ ૩૧ માં 'સલ્ફા ઔષધિઓ' અને 'કરતાં' શબ્દોની વચ્ચે નીચેના શબ્દો ઉમેરવા:

ઘી મગજના ભાગને નુકશાન થવાનો સંભવ
રહે છે. પેનીસીલીન સલ્ફા ઔષધિઓ

પૃ. ૯૬. લેખકનું નામ 'એચ. ટી. નોરોન્હા' જોઇએ.

# ગ્રન્થપરિચય

**પદાર્થવિજ્ઞાન અને રસાયણ પારિભાષિક શબ્દકોશ: સંપાદક ડૉ. યશવંત શુ. નાયક.**

ગુજરાતીમાં વિજ્ઞાનનાં પુસ્તકો અને વૈજ્ઞાનિકપર્યાયો રચવાનો પ્રથમ પ્રયત્ન સ્વર્ગસ્થ પ્રો. ટી. કે. ગજ્જરે કર્યો. ૧૯૨૪માં ગુજરાતી સાહિત્ય પરિષદે "વૈજ્ઞાનિક શબ્દોનો સંગ્રહ" બહાર પાડયો અને ૧૯૩૭માં રા. રા. પ્રો. કે. શાહ અને મો. કે. પટવાના પરિશ્રમથી "વૈજ્ઞાનિક શબ્દ સંગ્રહ" પ્રગટ થયો. આ શબ્દ સંગ્રહમાં એવી આશા વ્યક્ત કરવામાં આવી હતી કે "હાલમાં થોડાં વર્ષ સુધી એક કરતાં વધારે પર્યાય શબ્દો યોજવા; અનુભવ પછી અમુક શબ્દો રૂઢ થશે, અને બાકીનાનો ત્યાગ કરવામાં આવશે." પરંતુ અનુભવથી એ સિદ્ધ થયું કે શબ્દોને રૂઢ કરવાની ક્રિયા આપ મેળે થતી નથી. હાઇસ્કૂલમાં વિજ્ઞાનનું શિક્ષણ અને પરીક્ષામાં પ્રશ્નોના ઉત્તર ગુજરાતીમાં આપવાની છૂટ મુંબઇ યુનિવર્સિટીએ આપ્યા પછી ગુજરાતીમાં વિજ્ઞાનનાં શિક્ષણને વેગ મળ્યો અને ગુજરાતીમાં ઘણાં પાઠયપુસ્તકો લખાયાં. એમાં ભિન્નભિન્ન લેખકોએ એકજ વૈજ્ઞાનિક શબ્દને માટે અનેક પર્યાયો વાપર્યા. આથી નવી મુશ્કેલી ઊભી થઇ. એને અંગે વિચાર કરવા પદાર્થ વિજ્ઞાન અને રસાયણશાસ્ત્રના લેખકો પાંચેક વરસ ઉપર સુરતમાં ભેગા થયા હતા. અને પર્યાયો રૂઢ કરવા સંબંધી કંઇક નિર્ણય કર્યો હતો. આ પ્રસંગ માટે ડૉ. ય. શુ. નાયકે જુદાં જુદાં પાઠય પુસ્તકોમાં લેખકોએ વાપરેલા પર્યાયોને જોડે જોડે મૂકી એક ઉપયોગી ટીપ તૈયાર કરી હતી. ત્યારપછી અમદાવાદ વિદ્યાપીઠ તરફથી કેટલાક લેખકો અને શિક્ષકોની એક સમિતિ વિજ્ઞાનના પારિભાષિક શબ્દો નક્કી કરવા નીમાઇ. એ સમિતિએ સ્વીકારેલા પર્યાયો સામયિકોમાં છૂટક છૂટક પ્રગટ થયાં છે. એમ પર્યાયોની વિપુલતાની સ્થિતિમાંથી અમુક પર્યાયો નિર્ણિત કરવાને તબકકે આપણે પહોંચી ગયા છીએ. આવે પ્રસંગે ડૉ. ય. શુ. નાયક તરફથી પારિભાષિક શબ્દકોષ મુંબઇ યુનિવર્સિટીના આશ્રય હેઠળ પ્રગટ થાય છે એ શુભ ચિહ્ન છે.

૪૬ પૃષ્ઠના આ પુસ્તકમાં પદાર્થ વિજ્ઞાનની અને રસાયણની પરિભાષા બે જુદા વિભાગમાં આપી છે. "આ કોષમાં જે જે શબ્દો હાલના પાઠય પુસ્તકમાં વપરાયા છે, તેનો સંગ્રહ કરીને દરેક શબ્દને છેડે કૌંસમાં ગુજરાત વિદ્યાપીઠે નક્કી કરેલો શબ્દ આપ્યો છે." આ યોજનાથી શિક્ષકો તથા લેખકોને જુદા જુદા પર્યાયો એક સાથે જોવાની સરળતા પ્રાપ્ત થાય છે, વળી અનેક પર્યાયો વાપરવાથી ગોટાળો થવાનો ડર્યો સંભવ છે તે પણ સમજાય એમ છે. શિક્ષણ તથા પરીક્ષાની બાબતમાં મુંબઇ યુનિવર્સિટી એક અધિકાર યુક્ત સંસ્થા ગણાય. આવી સંસ્થા આ પ્રકારાનથી આ વિષયમાં રસ લેતી થઈ, તેથી વિજ્ઞાનની પરિભાષા રૂઢ કરવામાં એક અગત્યના બળે પ્રવેશ કર્યો છે એમ ગણી શકાય. સંપાદકે મુંબઇ યુનિવર્સિટીને ભલામણ કરી છે કે જે શબ્દો કૌંસમાં આપ્યા છે તેને તે નિર્ણિત સ્વરૂપ તરીકે સ્વીકારી લે. વિદ્યા-

પીઠની સમિતિ આ દિશામાં પ્રયત્ન કરે છે અને મુંબઈ યુનિવર્સિટીનો ટેકો મળે તો પર્યાયો જલદી દૃઢ થઇ શકે. એમ થવાથી લેખકો, શિક્ષકો, અભ્યાસકો અને પરીક્ષકોની મુશ્કેલી દૂર થશે. કેટલાક શબ્દો માટે કયો પર્યાય નિર્ણિત રૂપે લેવો એનું કોશમાં કંઈજ સૂચન નથી. Gun Powder માટે ત્રણ શબ્દો આપ્યા છે પણ એકે સારો અને બંધ બેસતો નથી. ગેરસમજ થાય એવા કેટલાક મુદ્રણ દોષો રહી ગયા છે, તેનું શુદ્ધિપત્ર આપવાની જરૂર છે.

પારિભાષિક શબ્દો ચોક્કસ થવા માટેનો કોશ મળ્યા પછી પણ કેટલાક શબ્દોને રૂઢ થતાં અને ચલણમાં આવતાં હજી અનુભવની જરૂર પડશે. જેમકે નામવાચક શબ્દોના ક્રિયાવાચક વાપરવામાં ભાષા અને લેખકના બળની કસોટી થશે. 'ઘન' ઉપરથી ઘનીકરણ, ઘનીભવન વાપરી ક્રિયાપદ રચવું કે ઘનાવું, 'ઘનવવું' રૂપ વાપરવું ? તેમજ (Insulate) વીજરાખવું, (Electrify) વીજકાવવું (Clorinate) ક્લોરવવું, (Oxidise) ઓકસવવું, વગેરે ક્રિયાપદો વાપરવામાં પર્યાય યોજનાર કરતાં લેખકની શક્તિ ઉપર વધારે આધાર રહે છે. આવા શબ્દો સૂચનરૂપ ગણી શકાય; લખાણમાં એના પ્રયોગના પરિણામ ઉપરથી સફળતા નક્કી થશે, 'યંત્ર' શબ્દ Machine માટે યોગ્ય છે, પરંતુ એન્જિનો માટે 'યંત્ર' શબ્દ પૂરતો નથી. કેટલાક સામાન્ય અર્થવાળા શબ્દો માટે ચોક્કસ પર્યાયની જરૂર નથી. Pulley માટે ગરગડી કે ગરેડી, Whispering Gallary માટે બોલતો ઘુમટ અને ગુંજતા ગુંબજ બન્ને વાપરવાને વાંધો નથી. Yellow માટે પીળું, પીત, વગેરે ચાલે પણ Yellow Spot સારૂ એકજ શબ્દ જોઈએ. Nature, Natural સારૂ જુદા જુદા શબ્દો ચાલી શકે પણ Natural Science સારૂ ચોક્કસ શબ્દ હોવો જોઈએ. તેમજ Wet, Rain-bow, Forceps, Process, Phenomena માટે સામાન્ય અર્થમાં ચાલુ ગુજરાતી શબ્દો વાપરી શકાય. એમ સામાન્ય અર્થ વાહક શબ્દો અને નિર્ણિત પર્યાયો વચ્ચે ચોખવટ કરવાની જરૂર પડશે.

ધનજીભાઈ ફકીરભાઈ

---

## સ્વીકાર

### સામયિકો

કુલછાબ : રાણપુર. નિયમિત
જયોતિર્ધર : સંસાર સુધારા સમાજ, અમદાવાદ. નિયમિત
બુદ્ધિપ્રકાશ : ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. નિયમિત
આરોગ્ય : જામનગર. નિયમિત
માનસી : સુરત. નિયમિત
Journal : ગુજરાત સંશોધન મંડળ, લી; મુંબઈ. નિયમિત
પત્રિકા : ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબાઈ. નિયમિત

### નમુના

જીઓલોજીકલ સર્વેના ડીરેક્ટર તરફથી: એમોનાઈટીઆના ૨ નમૂના.

# અનુભવની આપ લે

## ૨ વાંદરાં સીતાફળ ખાય ખરાં ?

સામાન્ય માન્યતા છે કે વાંદરાં સીતાફળ ખાતાં નથી. જૂની માન્યતાવાળા મહાજુ માણસો આની પાછળ સીતા પ્રત્યેની હનુમાનની પૂજ્યબુદ્ધિનો હવાલો આપીને હનુમાનવંશી વાનરો આજ પણ સીતાના નામ સાથે જોડાએલું ફળ એ જ કારણે નથી ખાતા એવી માન્યતા ફેલાવેલ છે. આ માન્યતાની ખાતરી કરવા મારા બગીચામાંની સીતાફળીનાં ઝાડની મેં ચોકસી રાખી તો જણાયું કે અવારનવાર પોપૈયાં, સરગવા, જામફળ, બદામ આદિ બધા ઝાડોને રંજાડી જનારા વાંદરા સીતાફળીને નુકસાન કરતા ન હતા ! આ હકીકત સર્વત્ર સાચી હશે ? અને સાચી હોય તો તેનું કારણ શું ? અને એક કલ્પના આવે છે કે સીતાફળીના ડાળ પાંદડાં ભાગતા તેમાથી એક એવી વિચિત્ર પ્રકારની દુર્ગંધ છૂટે છે કે તે વાંદરાં કદાચ સહન નહિ કરી શકતા હોય, અને આ કારણે તને અડતાં નહિ હોય. આપ કાંઇ ખુલાસો કરી શકશો ?

અમદાવાદ: તા. ૨૧ મે ૧૯૪૪ બચુભાઇ રાવત

[તમારી માન્યતા યથાર્થ છે. અનેક પ્રયોગોને અંતે 'વાંદરાં સીતાફળ ખાતાં નથી' એવી મારી ખાતરી થઇ છે. સીતાફળીના ડાળા પાંદડાં ભાગવાથી (જો કે એ ભાગવાની વાંદરાને હમેશાં જરૂર હોતી નથી) નીકળતા ઉત્કટ ગંધના માર્યાં વાંદરા સીતાફળ ન ખાય, એ કદાચ સાચુ હશે. મારા ત્યાં સીતાફળી નથી એટલે એની સાક્ષી પૂરી ન શકું. પરંતુ સીતાફળી ઉપરથી ઉતારેલાં, બજારમા વેચાતા પાકા સીતાફળનો ગંધ એટલો ઉત્કટ કે (મનુષ્યના ઘ્રાણેન્દ્રિયને) અપ્રિય નથી હોતો છતા હું વાંદરાના હાથમા સીતાફળ આપતો અને એ સુંઘીને તરત હેઠે મૂકી દેતાં. અન્ય ખાદ્ય પદાર્થોની સાથે ભેળવીને વિવિધ રીતે મેં એમને ભૂલાવામા નાખવા પ્રયત્નો કર્યાં પણ હું જ છેતરાયો. એ ઠગાયા નહિ.

એટલું તો સાચું કે અમે તેવા કડુ, તુરા કે તીખા અપ્રિય સ્વાદવાળી વનસ્પતિ, વગેરે ખાનારાં છે છતા વાંદરાંની ભક્ષ્ય-પરીક્ષામાં તેમના ઘ્રાણેન્દ્રિયને ચોક્કસ સ્થાન છે. કેવળ આપણે એમના પ્રિય અપ્રિય ગન્ધનું ધોરણ સમજી શકતા નથી, એટલે જ એમને સીતાફળ છાંડતાં જોઈ આપણને આશ્ચર્ય થાય છે. જે આપણને અનુકૂળ હોય તે વાંદરાને પણ અનુકૂળ હોવું જોઈએ, એવો કોઇ નિયમ નથી. એવી તો એ કેટલીય સામગ્રી છાંડતાં હશે કે જે મનુષ્યનું અનુકૂળ ભક્ષ્ય હોય. એથી ઊલટું ડૉ. ડેવિડ ફેરચાઈલ્ડ જેવા પ્રૌઢ અનુભવીઓનું કહેવું છે કે જે વનસ્પતિઓ વાંદરા ખાતા હોય તે ભલે અસ્વાદુ રહી, પણ એનું ભક્ષણ મનુષ્યને કદી પણ પ્રાણઘાતક નીવડતું નથી. વાંદરાં કઇ વનસ્પતિ ખાય છે અને એ વૈદકની દૃષ્ટિએ મનુષ્યની કેટલે અંશે હિતાવહ છે, એનાં અવલોકન અભ્યાસ કરવા જેવાં છે. — તંત્રી ]

## ૨ લટોરાંનું ટાંકું (Larder)

લટોરા પોતાને ખાવા માટેનાં વધારાનાં જીવડાં, વગેરે બાવળની શુળોમાં ભરાવી રાખે છે એવી માન્યતાને સમર્થન મેળવવા આપે ચરોળાનાં બાવળીયાં તપાસ્યાં હતાં અને કાંઈ જણાયું નહિ એમ આપે 'કુમાર'માં લખ્યું છે. તેથી આ નોંધ લખવી જરૂરી લાગી છે. ગઇ તા. ૧૯-૧૨-૪૩ ના રોજ બજરીયા પીઠવાળા લટોરા-Bay Back-ને એક મોટું તીડ લઇ જતો જોયો અને એક બાવળીયાની શુળમાં એને પરોવ્યું. પાસે જઈને જોતાં એ તીડ નહોતું પણ મરેલા કાચીંડાનું ધડજ હતું. જ્યાંથી માથું ઉડી ગયું હતું ત્યાં લોહીનો એક છાંટો પણ નહોતો એટલે દેખાવ પરથી તાજું મારેલું તો ન લાગ્યું. પછી બે દિવસ પછી ત્યાંથી નીકળતાં જોયું તો કાંઈજ નહોતું. એટલે શું થયું તે તો ન ખબર પડી પણ પરોવેલું તે તો જોયું. ખભા પાસેથી ઉભું જ લટકાવેલું. આપના જોવામાં ત્યાર પછી આવ્યું હોય તો જણાવશો. જો કે એની આ ટેવ એકાદ આવાં અવલોકન પરથી કદાચ નક્કી નહી થઇ શકે.

સુરત: તા. ૨૪-૧-૧૯૪૪ દિનકર વૈદ્ય

[ તમને મારા અભિનંદન. 'કુમાર'માં લખ્યા પછીય હું ઘણું રખડ્યો છું, ભટક્યો છું પણ કદિય લટોરાનો ભક્ષ્યસંગ્રહ (Larder) મારી—કે મારા જેવા અન્ય કોઈય વનેચરની—નજરે ચઢ્યો નથી. હતાઃ વયમ્! બાકી લટોરા કાચંડા ખાય છે, એની સાક્ષી તો હું પૂરી શકું છું. —તંત્રી ]

## ૩ આહારની સુલભતા સાથે પંખીઓના વસવાટનો સંબંધ

અમારે ત્યાં વાદળી પુંછડીવાળા નીલકંઠ (Blue tailed Bee Eaters) થતા નથી પણ ગઇ તા................ના રોજ એનું એક મોટું ટોળું દેખાયું. બીજે દહાડે તપાસ કરતા એક પણ નીલકંઠ જણાયો નહિ. પછી ખબર પડી કે એ તો તીડ આવેલા તેની સાથે આવેલા. એજ અરસામાં જ્યારે અમારે ત્યાં નાના નીલકંઠ (Green Bee-Eaters) પણ ભાગ્યેજ દેખાય છે તે પણ ઠીક સંખ્યામાં આવેલા. આ ઉપરથી એમ નક્કી થાય છે કે પંખીનું સ્થાન ભેદે વસવું મુખ્યત્વે તો આહાર ઉપરજ આધાર રાખે છે. અને આહારની વિપુલતા હોય તો ધીરેધીરે વસવાટનું સ્થાન અને સમય પણ બદલાય ખરો? માત્ર ઝાડી કે એવાં બીજાં બાહ્યાવરણો સાથે ઓછો જ સંબંધ હશેને?

સુરત: તા. ૨૪-૧-૧૯૪૪ દિનકર વૈદ્ય

[ તમારી માન્યતા કેટલેક અંશે સાચી છે. પ્રાણીઓના જીવનકલહને અનુકૂળ સાધનો જ્યાં અને જેવાં મળે, તે સ્થળે અને તેટલા પૂરતો એમનો જીવનવ્યવહાર પણ બદલાય. પરંતુ ઝાડી, વગેરેને તમે બાહ્યાવરણ કહો છો, એનો અર્થ શો? એમ તો નહિ જ કે કેવળ ઝાડીનાં રહેનારાં સહેજમાં ઝાડીનો આશ્રય છોડીને સપાટ લેય — રણ કે મેદાનનાં રહેનારાં બની જાય? આવું માનતા હો તો એ અનુભવથી અને યુક્તિથી વિરૂદ્ધ છે. ઝાડીનો આશ્રય પંખીઓના એકલા આહારોપાર્જન પૂરતો જ

નથી હોતો. એના બેશી એમની સંતાનોત્પત્તિ અને જીવનરક્ષાની સમસ્યા પણ ગંઠાયલી છે. એટલી આહાર સુલભતા ખાતર આ છેલ્લી બે ટેવો સહેજે બદલાઇ જાય એ શકય નથી. — તંત્રી ]

## ૪ પંખીઓનાં સંવનન અને નૃત્ય

એ જાણીતી વાત છે કે પંખી માત્ર સંવનન સમયે પ્રતિસ્પર્ધી નરને હરાવવા તેમજ માદાને ખુશ કરવા, એક યા બીજા રૂપે નૃત્ય અને ગાન કરે છે. આ સબંધી મને થયેલા અનુભવો અણધાર્યા હોવાથી લખું છું.

મોર, ચાષ, દૈયડ, દેવચકલી, વગેરે વિષે તો વાચવા મળે છે, પણ ચકલાં, બુલબુલ, જેવાંનું ખાસ કયાંઇ આપેલું નથી હોતું, આથી અમે જ્યારે તા. ૧૯–૬–૪૩ રોજ બે બુલબુલોને એકબીજાની પાછળ ઉડતા જોયાં, અને ઘોડીજવારે બન્ને એક જાળામાં બેસતાં એકે નૃત્ય શરૂ કર્યું ત્યારે બહુ સાનંદાશ્ચર્ય થયેલું. એ પુંછડીનો સુંદર પહોળો પંખો કરી પીઠ પરના પીછાં દડા પેઠે ફુલાવી પાંખો નીચી ને જરા પહોળી કરી હલાવતું હલાવતું ડાબા જમણી ઝુલવા લાગ્યું. આ દૃષ્ય એકાદ પુરી મીનીટ તો ચાલ્યુંજ હશે. પછી પાછા બેય ઉડી ગયાં. આમાં પુંછડી નીચી રાખીનેજ પંખો કરે છે દૈયડ પેઠે ઉંચો નથી કરતું.

પણ દેવચકલીનો પંખો બે ત્રણ રીતે જોયો છે. એક તો પુંછડી અને માથું એકબીજાને અડી જાય તેટલાં ટટાર કરી રૂવાબદાર દેખાવ બીજા નરને બતાવે ને કદાચ સહજ બાજુ પણ ખરા અથવા માદા આગળ જ બતાવે પણ એકલું હોય છે ત્યારે પણ રીતસર નૃત્યજ કરે છે. જેમકે, પાંખો નીચી કરી હલાવતું હલાવતું પુંછડી ઉંચી કરે પછી પહોળી કરી પંખો બનાવે અને પાછી બંધ કરતાં કરતાં નીચી કરે.

આ દૃશ્ય મનોહર હોય છે. ઉનાળામાં સંવનનના દિવસોમાં જ એ કરે છે. મેં માર્ચ એપ્રીલમાં જોયેલું, પણ ચકલાં માટે ફળીમાં મુકેલા દાણા કે તેની જીવાત સંબંધી મતભેદ થતાં એ કુદીકુદીને લડે છે ત્યારે જે પુંછડીનો અર્ધચંદ્રાકાર વિશાળ પંખો રચે છે તે એથી યે સુંદર લાગે છે. તે વખતે પુંછડી નીચી જ હોય છે. ઉડવામાં સરળતા થાય માટે એમ કરતું હોય એમ જોતાં લાગે છે.

આવી જ રીતે પડાબંધ પુંછડી સહજ ઉંચી લઇ પાંખો નીચી કરી રાખોડી કેડ બતાવી ચકલો કુદાકુદ કરે છે પણ તેમાં સૌંદર્યનો આભાસ નથી થતો.

મેં નહિ પણ મારાં નાના ભાઇએ મોહુકો-કાકડીયા કુંભારને મોરની પેઠે જ કળા કરી માદા આગળ નૃત્ય કરતો જોયો છે. પણ એતો જાણીતી વાત છે.

આવી જ રીતે પંખો કરી નૃત્ય કરનારા ખાસ બીજાં કોઇ પંખીઓ છે ખરાં?

અને બુલબુલનું આવું નૃત્ય આપના જોવામાં કે કોઈ પુસ્તકમાં જણાવવામાં આવ્યું છે?

હમણાં જ મારા વાંચવામાં Triumph of Bird Life આવ્યું તેમાં, કર્તા C. J. Patter લખે છે તે વર્ણન બુલબુલના નૃત્યને આબાદ લાગુ પડે છે:

"Display in some form or another during courtship seems to be the rule. The males of small birds, whether clad in quiet

or gay colours, spread their wings and fan their tails as he sways his body from side to side in a most engaging manner.

"........have been observed puffing out their feathers when facing the female." પાનું ૩૭, ફકરો બીજો.

મોર સંબંધી લોકવાયકા, આંસુ ઢેલ પી જાય છે તે વાત બાદ કરતાં ભાગ્યે જ જોવામાં આવતું એવું સવનન–mating–મારા જોવામાં આવ્યું હતું. તે વખતે કળા કરેલો જ મોર ઢેલની પીઠ પર પોતાનું સમતોલપણું જાળવવા ઢેલની કલગીના મુળ પાસેની કે પછી એટલામા જ ગરદનની ચામડી ચાંચથી–કંઈક અંશે ખીલાડાં કરે છે તેમ–પકડી રાખતો હોય એમ મને લાગ્યું. હું સહજ દૂર અને એવી રીતે બેઠેલો એટલે એ ચોક્કસ ન કરી શકયો. તો એવું આપે જોયેલ છે ? કે મને ભ્રમ જ થયો હશે ?

સુદા : તા. ૨૪-૧-૧૯૪૪ દિનકર વૈદ્ય

[ વિવિધ પખીઓ સવનન પ્રસગે ગેલ અગર ઘનગનાટ ભર્યા હાવભાવ કરે છે, એ વાત સર્વાનુભૂત છે પરંતુ એવી ગેલને નૃત્ય નામ દરેક પ્રસંગે આપવું, એ વધારે પડતું છે. તમે જણાવ્યા તે ઉપરાત રાખોડી માથાની ફુટ્કી, શૌબીગી, સારસ, વગેરે અનેકવિધ પખીઓનાં ઉન્માદભર્યા સંવનન મારા જોવામાં આવ્યાં છે. માત્ર તમે જણાવ્યુ તેવું મોરનું સંવનન હજુ મારી નજરે પડયું નથી. —તંત્રી]

## ૫ ભાવનગરમાં યાયાવાર પંખીઓને મુદ્રાબન્ધન

યાયાવર પખીઓના નિવાસસ્થાન, તેમની યાત્રાઓના માર્ગ, એમના આગમન નિવર્તનનો કાળ, વગેરે સબધમા વિશ્વસનીય માહીતી એકઠી કરવાના ઈરાદાથી આવા પંખીઓના પગે એલ્યુમિનિઅમની હલકા વજનની સંજ્ઞાકિત વીંટી પહેરાવી એ પખીઓને છોડી મૂકવાની પ્રથા ભારતેતર દેશોમા વ્યાપકપણે પ્રચલિત છે. ભારતવર્ષમા મુંબાઈની નેચરલ હિસ્ટરી સોસાયટીના પ્રયત્નથી આવું 'મુદ્રાબધન' (Ringing) નુ કામ કોઇ કોઇ સ્થળે થાય છે. ગુજરાતમાં ભાવનગરના કુમાર શ્રી. ધર્મકુમારસિંહજીએ તેમના પ્રદેશમા આવતા લીખ અથવા ખડમોર કે ખંરતેતર અને કચ્છમા તિલુર નામે ઓળખાતા ચોમાસુ યાયાવાર (Lesser Florican, Sypheotides Indica ) પંખીઓ વિષે વધુ માહિતી ભેગી કરવાના નિશ્ચયથી સને ૧૯૪૩ના વર્ષમાં ૧૦૦ જેટલા લીખને મુ. ને. હિ. સોસાયટીની ભાવનગર નરેશના નામાંકિત મુદ્રાઓ પહેરાવી છોડી મૂકવાનો પ્રયોગ કર્યાનું, એ સોસાયટીના જર્નલના ૪૪ મા વૉલ્યુમના ૨ જા અંકના ૨૯૯ મા પૃષ્ઠ ઉપર છાપેલી નોંધમાથી જાણવા મળે છે. મુદ્રાબન્ધન માટે સામાન્યત: બતકો—Ducks–ને વધુ પસંદ કરવામા આવે છે, જો કે અન્ય પંખીઓ ઉપર પ્રયોગ કરવાનો રીવાજ પણ છે.

ગુજરાતમાં લીખ જૂજ પ્રમાણમા અને કવચિત્ જોવામાં આવે છે. અમદાવાદની આસપાસ મેં એ પંખી માત્ર સાણંદ અને વીરમગામ વચ્ચે છારોડી પાસે જોયાં છે.

ગુ. પ્ર. મંડળ,

અમદાવાદ: તા. ૧૨-૧૧-૧૯૪૪ હરિનારાયણ આચાર્ય

## 'કચ્છનાં પંખીઓ' ગ્રન્થ

'પ્રકૃતિ' વર્ષ ૨, અંક ૨ માં જેની નોંધ લીધી હતી તે કચ્છનાં પંખીઓના અન્વેષણનું કાર્ય શ્રીસાલિમ અલિએ પૂરું કરી નાખ્યું છે અને શ્રી કચ્છ નરેશની સૂચનાથી તેઓ 'કચ્છનાં પંખીઓ'નો ગ્રંથ લખી રહ્યા છે. આ વર્ણનાત્મક ગ્રંથમાં રંગીન અને સાદાં ચિત્રો આવશે અને એની ત્રણસો નકલો છપાશે. આ ગ્રંથ માત્ર ખાનગી વિતરણ માટે છપાવવાનો હોવાથી જાહેર પ્રજાને એનો લાભ મળશે નહિ.

કચ્છનાં પંખીઓના અન્વેષણ પ્રસંગે ગુજરાત સમસ્તનાં પંખીઓના અન્વેષણનું કાર્ય ઉપાડી લેવાની તત્પરતા શ્રીસાલિમ અલિએ દર્શાવી હતી. ગુજરાત સંશોધન મંડળે એ કામ શ્રીઅલિને સોંપવાનો નિર્ણય કર્યો છે અને એ માટે શ્રીપોપટલાલ શાહના પ્રયત્નથી ભંડોળનો આરંભ પણ થયો છે.

ગુ. પ્ર. મંડળ, અમદાવાદ: તા. ૬૨-૧૧-૧૯૪૪ હરિનારાયણ આચાર્ય

## ઑક્ટોપસ કે સિપિઆ?

સ્થળઃ--કાઠીઆવાડમાં વેરાવળથી પ્રભાસ પાટણના તર્ફનો દરિયા કિનારો. આ કીનારો ઘણા ખડકવાળો હોવાથી, જ્યારે દરિયામાં ભરતી આવ્યા બાદ ઓટ આવે છે, ત્યારે ઘણા પ્રકારનાં જીવ જંતુઓ ખડકોના ખાડાઓમાં તેમજ પાણીનાં ખાબોચીઆંમાં ભરાઈ રહે છે. ત્યાં એક પ્રકારનાં નાનાં પ્રાણી મ્હારા જોવામાં આવેલ હતાં. જેનું વર્ણન નીચે મુજબ છે.

સમયઃ—જુન માસ ચાલુ હતો.

વર્ણનઃ—લંબાઈ આશરે હાથથી દોઢ હાથની. શરીરના ઘાટમાં Ducks ના નાના બચ્ચા જેવું. માથું લંબગોળ ઈંડા ઘાટનું. માથાના મૂળમાં ઉપસી આવેલી બે ગોળ આંખો. લાંબા સર્પ જેવા આકારના આશરે છ પગ. એકદમ નરમ અને સ્થિતિસ્થાપક. પગની નીચેની બાજુ કરવત જેવા પણ નરમ દાંતા. આખું શરીર હાડકાં વગરનું વદન નરમ હોય એમ લાગે.

રંગઃ—ઘેરો તપખીરીઆ (Deep sepia) ચળકતો મખમલ (Velvet) જેવો. ઝીણી રૂંવાટી (fur) વાળો.

ખોરાકઃ—નાની માછલીઓ કરચલાં (crabs) અને પાણીની જીવાત છે. પકડીને ખેંચી લેતાં હઈ, જેથી આ તેમનો ખોરાક હશે તેમ લાગે છે. મેં તેઓને ખાતાં જોયાં નથી.

આ પ્રાણીઓમાં ખાસ અવલોકન કરવા લાયક ખાસીયત એ હતી કે તેમને સ્હેજ પણ સતાવવામાં આવે, કે તેઓને અંદર અંદર પણ કજીઆ યા ઝપાઝપી થાય કે તુરત તેઓ તેમની જાતને સંકોચી લઈ દોડવા માંડે, અને પાછળ ઘેરા તપખીરીઆ રંગનાં ગુંચળાં છોડવા માંડે (જેમ મોટર પાછળથી ધૂમાડો કાઢે છે તેમ). આ પ્રમાણે આમસામી ઘેરો તપખીરીઆ રંગ છોડતાં જાય અને દોડતાં જાય ત્યારે ઘણું સુંદર દૃશ્ય લાગે છે, આ ધૂમાડા જેવો તપખીરીઆ રંગ તેમના શરીરની

કોઈ નીચેના ભાગની ગ્રંથીમાંથી છૂટતો હતો. પાણીમાં હોવાથી ચોકખું દેખી શકાતું ન હતું.

આ વિચિત્ર પ્રાણી કયા પ્રકારનું હશે? તેનું નામ? આ સાથે પ્રાણીનો જરા વધુ ખ્યાલ આવવા માટે rough drawing મોકલ્યું છે.

અમદાવાદ : તા. ૧૪–૧૦–૪૪ વીનોદ એમ. ભચેચ

(તમારે દોરેલું રેખાચિત્ર જોતાં અને વર્ણન–સવિશેષ એ પ્રાણીની વેરા તપકીરીયા રંગનાં ગુંચળાં છોડવાની ટેવનો તમે ઉલ્લેખ કરો છો તે–ઉપરથી તો એ પ્રાણી 'ઓક્ટોપસ' (Octopus) જાતનું હોવું જોઈએ, જો કે તમે એના 'છ' પગ ગણાવો છો, એ ભૂલ છે. ધ્યાનપૂર્વક જોયું હત તો આઠ પગ જોવામાં આવત. પરંતુ સાચા નિર્ણય માટે તો એનો એકાદ નમૂનો મેળવી આપો તો ઠીક.

ઓક્ટોપસ એ સમુદ્રનાં વસનારાં શીર્ષપાદી (Cephalopoda) વર્ગનાં પ્રાણીઓ છે. એ વર્ગનાં લગભગ તમામ પ્રાણીઓના શરીરમાં એક કોથળી હોય છે અને એમાં ઘેરા કાળા રંગનો પાતળો પ્રવાહી પદાર્થ ભરેલો હોય છે. એ કોથળીનું મ્હોં, એ પ્રાણીના શરીરના આરપાર જતી એક વિશિષ્ટ નળીમાં આવેલું હોય છે. એ પ્રાણીઓ જ્યારે ભયમાં આવી પડે અને નાસવાની ઘડી આવે ત્યારે એની સુવિધા માટે પ્રકૃતિએ એમને આ કાળા પ્રવાહી પદાર્થ—શાહી રૂપી અંધાર પછેડાની બક્ષિસ આપી છે. તે એવી રીતે કે જેવો શત્રુ દેખાય કે તરતજ એના શાહીના ભંડારમાંથી એક માપ શાહી એ પાણીમાં ઢોળી દે છે. પાણી સાથે અત્યંત અલ્પ સમયમાં એકરૂપ થઈ જવાના ગુણને લીધે, શાહીનો સ્પર્શ થતાંજ એ સ્થળનું તમામ પાણી એકદમ કાળું અંધકારમય અપારદર્શી બની જાય છે અને એના ઓઠા નીચે એ પ્રાણી નાસી છૂટે છે. આ શાહી પાણીમાં ભળે છે તે પણ તીવ્રવેગથી કારણ એ પ્રાણીના શરીરમાં જે નળી છે, તેમાં મ્હોથી એ પાણી ભરે છે અને પાછળના છેડેથી બહાર કહાડે છે એટલે જેટલા વેગથી પાણી સરતું જાય એટલા તીવ્રવેગથી પાછળ કહાડાઈ જાય. ધૂમાડાનાં જે ગુંછળાં તમે જોયાં તે શાહીના મિશ્રણવાળા પાણીનો આવો વેગવાળો પ્રવાહ જ.

આ 'શાહી' અત્યંત ચળકતા રંગની અને દીર્ઘકાળ પર્યંત તાજી છાયાવાળી રહે તેવી પાકી હોવાથી પૂર્વે યુરોપીય ચિત્રશિલ્પીઓ એનો ખૂબ ઉપયોગ કરતા અને એ રંગની છાયાને 'સિપિઆ' (Sepia) નામ આપતા (ફોટોગ્રાફનો 'સિપિઆ' ટોન કહેવાય છે, તે નામ આ 'સિપિઆ' રંગ ઉપરથી જ પડયું છે). આજે તો એ પ્રાકૃત 'સિપિઆ' રંગને બદલે હવે તેવીજ છાયાનો મેંશ, વગેરે પદાર્થોમાંથી તૈયાર કરેલો કૃત્રિમ રંગ ચિત્રકારો વાપરે છે.

સૌથી સરસ 'સિપિઆ' રંગ, આઠ પગવાળાં ઓક્ટોપસનાં સવર્ગીય દશ પગવાળાં (Decapoda) 'કટલફિશ' (Cuttle-fish) નામે ઓળખાતાં શીર્ષપાદી પ્રાણીઓના શરીરમાંથી મળી આવે છે. એ ઉપરથી એ વિશિષ્ટ પ્રાણીઓનું નામ પણ 'સિપિઆ' પડયું છે. ઓક્ટોપસનું શરીર લંબગોળ વંતાક જેવું હોય છે, ત્યારે

આ કટલફિશનું શરીર લંબચોરસ ચપટી વચ્ચેથી સહેજ ઉપસેલી કોથળી ઘાટનું હોય છે. વધારામાં કટલનાં શરીર ઝીબ્રા જેવા ચટાપટાવાળાં ખૂબ રૂપાળાં અને સરડા પેઠે-સ્વેચ્છાએ કાળા, બદામી, વાદળી, લીલા — એમ અનેકવિધ રંગ બદલવાની શક્તિવાળાં હોય છે. ઓક્ટોપસ સ્વભાવે જ નિશાચર, એકાંતપ્રિય, શિથિલગતિ અને ખૂણાખોચરા શોધનારાં હોય છે, જ્યારે 'કટલ' તો અત્યંત ચપળ, પ્રકાશાનુરાગી, ખુલ્લા સમુદ્રનાં તરનારાં આનંદપ્રિય પ્રાણી છે. પુરાકાળનાં મેષશૃંગી, બર્છાકૃતિ, વગેરે આમનાં જ સવર્ગીય પ્રાણીઓ છે.

આ શીર્ષપાદી પ્રાણીઓ અને તેમના અન્ય સંબંધીઓનો વિભાગ Mollusca (નરમ શરીરવાળાં પ્રાણીઓ)ના નામે ઓળખાય છે. એ વિભાગના મોટા ભાગનાં પ્રાણીઓનાં શરીર કોઇને કોઇક જાતના—છીપ, શંખ, વગેરે—'કોષ' (Shell)થી ઢંકાયલાં હોય છે: માત્ર શીર્ષપાદી પ્રાણીઓ નગ્નદેહી હોય છે, અર્થાત્ ઓક્ટોપસ અને કટલના શરીરના આવરણ રૂપે બહારનો કોઇ કોષ (Shell) હોતો નથી પણ એમના શરીરના અંદરના ભાગે એ કોષ હોય છે. આમાં કટલ એટલે સિપિઆનો કોષ ચપટો, લંબચોરસ, વચ્ચેથી ગોળાશ પડતો ઉપસેલો અને એક છેડે સહેજ ગોળ અને બુઠી અણીવાળો હોય છે. આ કોષને જ આપણે 'સમુદ્રફીણ' કહીએ છીએ. એનું અંગરેજી નામ Cuttle bone. પણ એ સાચુ 'બોન' (હાડકું) નથી. શંખ-શુક્તિના જેવા ચૂનાની પાતળી પતરીઓના થર ઉપર થર ગોઠવાઇને એ બનેલું છે. "પ્યુમિસ સ્ટોન' નામે ઓળખાતાં, લાવારસનાં સૂકાઈ કઠણ થયેલાં ફીણની પેઠે, સમુદ્રફીણના અણુઓમાં રેતીઆ કણોનો આત્યંતિક અભાવ હોવાને લીધે, એના સ્પર્શથી કોઈપણ જાતનો ઘસારો પડતો નથી તે કારણથી દાગીના, લાકડાં, લોખંડ-પરનાં રંગકામ, વગેરેને પાલીશ કરવામાં એનો ખૂબ ઉપયોગ થાય છે.

આ સમુદ્રફીણ સિપિઆના શરીરની અંદર મધ્યભાગમાં આવેલી એક કોથળીમાં હોય છે અને કોથળીનું મ્હોં ખુલ્લું થતાં એ બહાર સરકી પડે એટલું લીસું હોય છે. વજનમાં હલકું હોવાથી પાણીમાં એ સહેજે તરે છે, અને તરતાં તરતાં મોજાંનાં પ્રેર્યાં કિનારે ઘસડાઈ આવે છે. આથી જ એનું 'સમુદ્રફીણ' નામ પડેલું છે. આપણા ત્યાં કાઠિઆવાડમાં સમુદ્રકિનારે એ ઘણે સ્થળે મળી આવે છે.

બે ત્રણ વરસ ઉપર મંડળના સભ્ય શ્રી વિજયશંકર વાસુએ પોરબંદરના દરિયાકિનારેથી લાવેલા સમુદ્રફીણના બેત્રણ નમૂના જિજ્ઞાસુભાવે મોકલી આપ્યા હતા. એ નમૂના છ સાત ઈંચના હતા કારણ આપણા ત્યાંનાં સિપિઆ દશબાર ઈંચથી મોટાં જોવામાં આવતાં નથી.

—તંત્રી]

## ૮ વીંછીના ઝહેરનાં ઘટક તત્ત્વો

'પ્રકૃતિ'ના પાછલા અંકો (૧. ૨, ૩) માં વિંછીના ઝહેર વિષે કેટલીક ચર્ચા થયેલી છે, પણ એના ઝહેરનું પૃથક્કરણ થયેલું જાણવામાં ન હોવાથી મંડળના એક બે સભ્યોની એ વિષયની જિજ્ઞાસા અતૃપ્ત રાખવી પડી હતી. હમણાં એક સ્થળે આ વિષે વાંચવામાં આવતાં સભ્યોની જાણ ખાતર એ અહિં ઉતારૂં છું.

મુંબઇના હાફકીન ઇન્સ્ટીટ્યુટવાળા ડૉ. ડેયસ અને ડૉ. મ્હસ્કર, ઇન્ડીઅન મેડીકલ રીસર્ચ મેમ્બર, કલકત્તાના મેમ્બર ૨૪ (૧૯૩૨)માં 'નોટસ ઓન ઇન્ડીઅન સ્કોર્પીઅન્સ' નામના લેખમાં જણાવે છે કે વીંછીનું ઝહેર અત્યંત ગુંચવણભર્યો પદાર્થ છે અને એની ઘટનામાં નીચેનાં ક્રિયાશીલ તત્ત્વો હોય છે:

(૧) Neurotoxins (જ્ઞાનતંતુઓને અસર કરનારાં વિષો) which act principally on the respiratory centres, partly on the vasomotor centre, on the nerve end plates in striated muscles and on the responsive mechanism of the para-sympathetic and sympathetic in the secretory glands.

(૨) Hemo-lysins, agglutinins, hemorrahagins lenko-cytolysins, coagulants, ferments, lecithin and cholesterin.

(૩) a cardiac tonic (હૃદયબલ્ય)

(૪) a vascular tonic.

સામાન્ય રીતે એ મનુષ્યના પ્રાણહર નથી નીવડતું જો કે થોડાક અપવાદો નોંધાયા પણ છે. વીંછીના ડંખની અસરઃ દાહક પીડા, શીત પ્રસ્વેદ, કંપની પીડા, અને માંસપેશીઓની ધ્રુજારી, જે એકેક કલાકમાં સુધરી જાય છે. (એક પ્રાણઘાતક દશ પ્રસંગે દરદીને પ્રસ્વેદ, વમન અને મરણ થતાં સુધી મ્હોંમાંથી રીણના ઉભરા થતા રહ્યા હતા).

ગુ. પ્ર. મંડળ, અમદાવાદ
કાર્તિક સુદિ ૧૫, ૨૦૦૧

હરિનારાયણ આચાર્ય

## ૬ વીંછીની જીવનચર્યા

કુદરતની સૃષ્ટિમાં વીંછી પણ એક અજાયબ પ્રાણી છે. પ્રાચીન ખગોળવિદ્યાના રાશિચક્રમાં 'વૃશ્ચિક'રાશિ તરીકે, અને નક્ષત્રોમાં 'વીછુડો' નક્ષત્ર તરીકે સ્થાન પામનાર એમનું પ્રતિક વિશ્વવિખ્યાત છે. વીંછીના પરિચયથી ભાગ્યે જ કોઇ અજાણ હશે. મારી અને ન્હાની જીવાત ખાય, તીવ્ર ઝહર ઉત્પન્ન કરનાર આ પ્રાણીની શક્તિ પણ અજોડ છે.

આ પ્રાણીની 'જીવનલીલા'નો જે કંઇ મેં અનુભવ કર્યો છે, તે અત્રે આપું છું. મ્હારો આ અનુભવ આપણા ઘરોમાં સામાન્ય રીતે દેખાવ દેતા 'ઘઉંવર્ણા' રંગના વીંછીઓનો છે.

**વીંછીની ઉત્પત્તિઃ**—વીંછીની ઉત્પત્તિ ખાસ કરીને, ઉકરડાઓ, સડેલા છાણના પોદડા, સડતાં લાકડાં અને એવી બીજી અવાવરી જગ્યાઓમાં વિશેષ જોવામાં આવે છે. તેમને ખાસ કરીને કયા પ્રકારની આબોહવા અનુકૂળ હશે. એની મ્હને માહીતી નથી. પરંતુ અમદાવાદ, વડોદરાની આજુબાજુમાં વીંછીનો ઉપદ્રવ ઘણો જ સામાન્ય છે, જ્યારે સુરત તેમજ ભાવનગરમાં તેમની વસ્તી ખીલકુલ નથી.

ગીરનાં જંગલ (કાઠીઆવાડમાં) તેમજ આજુબાજુના પ્રદેશમાં ઘણા મોટા અસામાન્ય કદના વીંછી થાય છે, એમ મ્હેં સાભળ્યું છે.

વીંછીઓમાં પણ સાંભળવા પ્રમાણે, ઠાકરીઓ, સીદુરીઓ, સોમલીઓ, વિગેરે ભિન્નભિન્ન જાતો થાય છે, પરંતુ આપણે તો ખાસ કરીને, ઘરમાં નીકળતા 'ઘઉંવર્ણા' અને ઉકરડાઓમાં થતા 'કાળા' રંગના વીંછીઓથી જ વધુ પરિચિત છીએ.

**વીંછીની પ્રેમક્રીડાઃ**—વીછીઓના સવનન કાળ માટે કોઇ ખાસ ઋતુ હોતી નથી. વીંછીની પ્રેમક્રીડા પણ જરા વિચિત્ર તેમજ રસમય છે. શરૂઆતમાં વીંછી પુંછડી જરા ટટાર રાખી રૂવાબથી વીંછણની આજુબાજુ ભ્રમણ કરે છે, જ્યારે વીંછણ તેને તિરસ્કારતી યા તરછોડતી ન હોય તેમ પોતાના શિયળનું રક્ષણ કરવા ડંખના પ્રહારોથી વીંછીને દૂર રાખવા પ્રયત્નો કરે છે. થોડીવાર આમ ચાલ્યા જ કરે છે. પછી વીંછીના શરીરમા અમુક પ્રકારનાં 'આંચકા' આવવા શરૂ થાય છે. (જેમ આપણને 'વાધણી' યા 'હેડકી' યા 'ડુસકાં' આવતા શરીર પર અસર થાય છે, તેમ) આ 'આંચકા' તે કદાચ તેમનો પ્રેમ આવેગ યા કામવાસનાની અસરરૂપ હશે એમ મને લાગે છે. અને પછી વીંછી ગાડાની જેમ વીંછણના ડંખના પ્રહારો કે તિરસ્કારની પરવા ન કરતાં પાગલપણે તેને પકડવા ધસે છે, અને લાગ મળતાં વીંછણના બંને પંજા પોતાના પંજામા પકડી લે છે. વીછીના પંજાની પકડ કંઈક અંશે વીંછણના પંજાની પકડ કરતાં વધુ મજબુત અને ભરાઉ હોય છે જેથી વીછણને હંફાવી મહાત કરી દે છે. પછી વીંછણને વીછી પોતાના તર્ફ ખેંચવા માંડે છે. આ પ્રકારની ખેંચતાણ એટલી તો જોરમા વધવા પામે છે કે બંનેના પગ પુષ્કળ પ્રમાણમાં પહોળા થઇ જાય છે અને બને લગભગ પુંછડી પરજ ઉભાં થઇ જાય છે. આમ આશરે મિનિટ બે મિનિટ ચાલે છે, ત્યારબાદ શિથિલ અવસ્થામા બને છૂટાં પડે છે.

મ્હેં તેમના જનન અવયવો નજરે જોયા નથી, જેથી હું ચોક્કસ કહી શકતો નથી કે ઉપર દર્શાવેલ અવલોકન તેમનું સંવનન યા રતિક્રીડા હશે. પરંતુ તેમની ચેષ્ટાઓ જોતાં આ ક્રિયા તેમનું સંવનન હોવું જોઇએ એમ લાગે છે. કારણકે ઉપરના મિલનમાં એકબીજાને મારીખાવાના હીંસક હુમલા ન હતા. તદઉપરાંત બંને જીવતાંજ છુટા પડયાં હતા. જેથી ઉપર દર્શાવેલ ક્રિયા તેમનું સંવનન હોવાની વધુ સંભવિતતા દર્શાવે છે.

**વીંછણની ગર્ભાવસ્થા અને પ્રજનનઃ**—વીંછીઓમાં ગર્ભાધાન માટે કોઈ ખાસ ઋતુ નથી. વીંછણ ગર્ભવંતી થતાં તેની પીઠ ફૂલવા માંડે છે. અને ધીમે ધીમે સ્વભાવે શાંત અને શિથિલ થવા માંડે છે. અને કદમા જરા ભારે અને રંગમા ઘેરી થતી જાય છે. એક ખુણામા શાંત પડી રહે છે. વીંછીઓ પણ તેની પાસે જતા નથી, અને મુકવામાં આવે તો પણ દૂર જતા રહેવા પ્રયત્નો કરે છે. વીંછણનો પ્રસવકાળ નજીક આવે છે ત્યારે વીછણ બીલકુલ શિથિલ અને શાંત થઇ જાય છે. શરીર એકદમ ઘેરો રંગ પકડે છે, તેના શરીર પર તેલ ચોપડયું હોય તેમ

ચળકે છે. પછી થોડીવારે પીઠ પાછળથી પેટના ભાગ પાસેથી એક પછી એક નાના મેથીના દાણા જેવડાં શીક્કા રંગનાં બચ્ચાં બહાર પડવા માંડે છે અને એક પછી એક વીંછણની પીઠ પર ગોઠવાવા માંડે છે. આમાં પણ કુદરતની કરામત એ જોવા જેવી છે કે, એક પણ તુરત જન્મેલું બચ્ચું આઘુ પાછું ન જતાં વીંછણની પીઠ પર જ જગ્યા લે છે. થોડીવારમા વીંછણની આખીએ પીઠ નાનાં બચ્ચાંઓની ઢગલીથી ભરાઈ જાય છે. આ વખતે વીઆએલી વીંછણની વાસ ઉગાડેલા વાલ જેવી કે ફુગ જેવી આવતી હોય છે. વીંછણના બચ્ચા ૮૦ થી ૮૫ જેટલા તો મ્હેં ગણ્યાં છે. વીંછણ આ અવસ્થામા બચ્ચા સાથે શાંત પડી રહે છે. ખાસ હલનચલન પણ કરતી નથી. બીજે ત્રીજે દીવસે વીછીના બચ્ચાઓનો રંગ ઘેરો થઈ આછા સિંદુરીઆ રંગનો થતો જાય છે. તેમના અવયવોની રેખાઓ ચોકખી દેખાવા માંડે છે. પછી બચ્ચાંઓ મોટા થતા પીઠ પરથી નીચે ઉતરવા માંડે છે. અને વીંછણની પીઠ ખાલી થતી જાય છે. ત્યારે વીછણની પીઠપર મરી ગએલી ચામડાની એક ખોળ આપણે જોઈ શકીએ છીએ. વીંછીઓમા ભાતૃપ્રેમ .મા જાતિ પ્રેમ હોતો જ નથી. જેથી બચ્ચાં છુટાં પડતા એકબીજાને ખાવા માંડે છે. જ્યારે સામે બીજે વીંછી મુક્તાં બધાને ખાવા માંડે છે. આમ થતા જેટલા બચીને મોટાં થાય તે વીંછી. બાકી તો સર્વ વિખરાઇ જતા રખડી મરવાના.

**વીંછીનો ખોરાક અને સ્વભાવઃ**—વીંછી એ માંસાહારી છે. તેનો મુખ્ય ખોરાક વંદા, કંસારીઓ અને નાની જીવાત છે. તદઉપરાંત લીદું, સુકું ગોબર, ભીની માટી પણ ખાય છે. પરંતુ આ તેમનો મુખ્ય ખોરાક નથી. ખાસ કરીને ગોબર તેમજ ભીની માટીમાથી તેઓ ખોરાક ઉપરાત પાણી પણ મેળવે છે. કારણ કે, દસ બાર દિવસ સુધી મ્હે તેમને સુકી માટીમાં રાખ્યા હતા ત્યારબાદ, પાણીથી ભીંજવેલુ એક માટીનુ ઢેફુ આપવામા આવતાં તુરત તેઓ તેને ખાવા મંડી ગયાં હતા, આ ઉપરથી એમ લાગે છે કે, ભીની માટી, ત્થા ગોબરમાથી પુરતા પ્રમાણમાં તેઓ પાણી મેળવતા હશે.

વીછી શિકારને પોતાના પંજાથી મજબુત પકડમા લઇ ડંખના એક બે પ્રહારો કરી અધમુવો કરી નાખે છે. પછી શિકાર મહાત થતાં નીરાતે આરોગવાનું શરૂ કરી દે છે. તેમા એ ખાસ કરીને 'વંદા' એ એમને ખુબ ભાવતો પ્રિય ખોરાક છે. વંદો પણ અરધો ખવાઇ જવાયા છતા પણ મુંછો ફરફડાવતો જીવતો જ હોય છે। વીંછી વંદાની પાંખો સિવાયનો બધો જ ભાગ ખાઇ જાય છે. અને જો એકાદ વંદો ચાર પાંચ વીછીઓની વચ્ચે નાખવામા આવે તો જોઈ લ્યો મજાહ। તેને ખાવા માટેની ઝડાપટી, દોડાદોડ, અને ઝપાઝપી. આ 'વંદાવધ'નું દશ્ય નજરે જોનારને ઘણું જ રસમય લાગે છે. અને ત્યારેજ આ પ્રાણીના અંતર અને સ્વભાવની પ્રતીતિ થાય છે. વંદો પડવાની સાથે જ વીંછીઓની દોડાદોડ શરૂ થઇ જાય છે, એક બીજાની મારામારી સાથે વંદાની પણ ખેંચતાણ શરૂ થઇ જાય છે. અરે, એટલા બધા ઉશ્કેરાઇ જાય છે કે. વંદાને પડતો મુકી અંદર અંદર જ કપાઇ મરે છે. એમાંએ જે જબરો થાય તે

ઉતે છે. ઘણીવાર તો વીંછી વંદાને આખો જ પોતાની પીઠ પર રાખી દોડે છે. જાણે કોઈ સુંદરીનું હરણ કરી નાસતો યોદ્ધો! અને નાસતાં પકડાયલો યોદ્ધો તરવારની પટાબાજી ખેલી દુશમનોને દૂર રાખે છે, તેમ વીંછી પણ પોતાના ડંખથી પટાબાજી ખેલી પાછળ પડેલા વીંછીઓને મહાત કરે છે, અને પછી જ તેનું ભક્ષ્ય યોગ્ય સંજોગો થતા નીરાંતે આરોગે છે.

વીંછીનો સ્વભાવ ખાસ કરીને ખોરાકની બાબતમાં "મળ્યા તો મીર, નહીતો ફકીર" જેવો છે. જો ખોરાક મળ્યો તો પુષ્કળ પ્રમાણમાં અકરાંતીઆની જેમ ખાઈ લેવો અને ન મળે તો દિવસો તો શું પણ મહીનાઓ સુધી પણ ખોરાક કે પાણી વૈગર ચલાવી લેવું એવા એ તપસ્વી યોગીઓ જેવા છે!

એક વખત મ્હેં એક વીંછીને, દીવાસળીની પેટીમા પુરી છાપરાની પરનાળમાં નાંખી રાખેલો. પછી આશરે આઠ દશ મહીને યાદ આવતા, અને નજરે પડતા તે દીવાસળીની પેટી ખોલી જોઈ, તો ઘણી જ અજાયબી વચ્ચે એને સંપૂર્ણ તંદુરસ્ત હાલતમા જોયો હતો અને જમીન પર મૂકતા પૂર્ણ ત્વરાથી દોડવા લાગ્યો હતો! આ ઉપરથી એ વાત ચોકસ થાય છે કે ગમે તેવી સંકુચિત જગ્યામાં, કેદી હાલતમાં, અને ખોરાક કે પાણી વગર એ મહાત્માઓ ઘણો લાંબો સમય સુખમરો વેઠી જીવી શકે છે. આ ઉપરથી એમની જીવનશક્તિ (Vitality) કેટલી બધી સબળ છે, એની કલ્પના કરી શકાય છે.

વીંછી સ્વભાવે સર્પ જેવો ચંચળ, ચપળ, કે તીવ્ર હોતો નથી. તે સ્વભાવે બીલકુલ જડ કહી શકાય. સુસ્ત પડી રહેવાની જ ટેવ. આપણે તેને એક જગ્યાએથી સતાવીએ તો થોડે દૂર જઈ ઉભો રહેશે. વધુ સતાવીએ તો જડ થઈ, શરીર સંકોચી ફ્ખાઈને ત્યાંજ લપાઈને બેસી જવાનો. તેમની સ્પર્શેંદ્રિય ઘણીજ તેજ હોય છે. જરા સ્પર્શ થતાજ તુરત પંજા પહોળા કરી ડંખ ટટાર કરી નાંખવાના. તેઓ કદી શિકારની શોધમાં બિલાડીની જેમ ટાપીને બેસી રહેતા નથી, કે શોધમા બહુ દૂર ભટકતા નથી. શાંતિથી પડયા જ રહેવાના. કંઇક અથડાયું કે તુરત પંજામાં પકડયુંજ છે. ઉપરથી એકાદ બે ડંખના પ્રહારો કરી દેવાના. પછી ભલે સામો શિકાર વીંછીજ હોય. પણ સ્વાદ કરેજ છુટકો. સામો વીંછી સબળ હોય તો પોતે જ પણ સામાનો શિકાર બની જાય, પરંતુ જતો તો ન જ કરાય. એવી તેમની ખાસીઅત હોય છે. વીંછીઓનું યુદ્ધ પણ જોવા લાયક હોય છે. જાણે મલ્લકુસ્તી જ જોઈ લ્યો! પંજાની પકડ પહોળી કરી ડંખ ટટાર કરી દાવપેચ લેવા અને ચુકાવવા પ્રયત્નો શરૂ થઈ જવાના અને જો એકાદ અવયવ સામા હરીફના પંજામા ફસાયો તો ડંખના પ્રહારો કરી છોડાવેજ છુટકો. અને આમ થતા જો સામા હરીફનો ડંખ પંજાની પકડમાં આવી ગયો તો બસ ખેલ ખલાસ! ડંખ પકડાઇ ગએલા વીંછાનું આવીજ બન્યું. સામો વીંછી પકડ છોડવાનોજ નહિ, અને બીજી બાજુથી બચકા ભરવા માંડવાનો, પછી પેલો ભલેને પછાડા મારે કે ઉંચો નીચો થાય. પણ ડંખ દબાયલા વીંછીનું શું જોર! તે બીચારો શું કરી શકે? પેલો બીજી બાજુથી પંજા તોડવા માંડે, પગ તોડવા માંડે, જ્યાં ત્યાંથી ફોલી ખાઈ જવાનો. આને માટે ગમે તે કરે પણ એની ત્યાંથી નીકળવાની શકિત નષ્ટ થઇ જાય છે. અને પછી તો તે એની ત્યાંથી ટુકડે ટુકડા કરી ખાઈ ગએજ છુટકો.

વીંછીનું સધળું ઝેર તેના પંજાની આગળની 'પકડ'માં, તેમજ ડંખમાંજ હોયે છે. એના ડંખ પુરતી લંબાઇને લીધે લગભગ એના આખા શરીરને ફરતું રક્ષણ આપી શકે છે. જ્યારે એના પંજાની 'પકડ' મજબુત હોવા ઉપરાંત ઝીણાઝીણા કાનસના જેવા દાતાવાળી હોય છે, જેથી તેના પંજામાથી પકડાયલો શિકાર ભાગ્યેજ છટકી શકે છે તદઉપરાંત તેના પંજાની મજબુતાઇ જોઇએ તો તે પોતાના પંજ અને આગળના પગ વડે કરીને સહેલાઇથી આશરે ૦ા શેર વજનનું માટીનું ઢેફું ઉપાડી શકે છે. અને પકડેલી વસ્તુ ખેંચી જતાં સહેલાઇથી છોડતો નથી.

વીંછીની પાકી દુશમન તે ગરોળી. ગરોળી તો તેને દીઠો ન મુકે, જોકે કાણ-ચકલા તો ખરા જ. પણ ગરોળી તો તેમની પાકી શત્રુ! એવી સીફતથી એના ડંખને જ મુળમાથી પકડી લે, કે પછી ભલેને પેલો ડંખ પછાડયા જ કરે, ગરોળી પાસે એનું કંઈજ ના ચાલે. તે તો વીંછીને પકડીને થોડીથોડી વારે પછાડયાજ કરે, અને જરા હાલતો ચાલતો નરમ પડયો કે ચાવીને ઉતારી જવો એ કાર્ય ગરોળીનુ.

કુદરતની સૃષ્ટિમા 'જીવ જીવકે આશરે જીવ કરત હયે રાજ' એ સિદ્ધાંત મુજબ, એકવાર અમારા ઘરમા એક વીંછીએ વદો પકડયો અને નિરાતે બેસીને ખાવા તૈયારી કરે છે. ત્યાં તો દીવાલપરથી ગરોળી ઉતરી આવી અને તે બંનેને પકડી ખાઈ ગઇ! જ્યારે એકવાર એવું પણ જોએલું કે, એક મોટો વીંછી કરોળીઆના જાળામા લપટાઇ લટકી રહ્યો હતો! અને કરોળીએ તેને જાળથી બાધી રહ્યો હતો! આમા કદાચ એમ પણ બન્યું હોય કે, પોતે કરોળીઆનો શિકાર કરવા જતાં જાળમાં ફસાઇ પડયો હોય યા તો કોઈ શિકાર ચૂકતા જાળમાં ઝીલાઇ ગયો હોય! ગમે તેમ બન્યું હોય પરંતુ નિર્બળ કરોળીઆએ સબળ વીછીને મહાત કર્યો હતો!

વીછીના ડંખની વેદના ઘણીજ અસહ્ય હોય છે. ગમે તેવા સહનશીલ માણસને પણ શિથિલ બનાવી દે છે. અને ઘણીવાર બાળકોને કરડવાથી જાન પણ ગયાના દાખલા બન્યા છે. વીછીના ડંખનો ભોગ બનેલા દરદીને ઝહેરની અસર કરતા Psychic effects માનસિક અસર વધુ થાય છે. અને તેને લઇને જ વીછી વધુ ચડયો છે, એમ લાગે છે. તેથી જ વાંછી ઉતારવાનો મંત્ર યા વીંછી ઉતારનાર માણસ દરદીને માનસિક અસરમાથી મુક્ત કરી આરામ આપી શકે છે. બાકી ખરી રીતે તેણે ડંખેલા ભાગમાથી ઝહેર નાબુદ થતું નથી.

વીંછીના ડંખ ઉપર ઘણી દવાઓ આવે છે, પરંતુ હું ઘણા સમયથી Liquor Ammonia Fortis વાપરૂં છું. જેની અસર મને ઘણીજ અકસીર માલુમ પડી છે. ફક્ત ચારથી પાચ સાત મિનિટમા જ વીછીના ડંખની અસર બીલકુલ નાબુદ થાય છે. Liquor Ammonia Fort વાલે અને જલદ હોવો જરૂરી છે, કે જેથી તરતજ અસર કરવાને સમર્થ નીવડે, જરા રૂ (Cotton)ની પીંછી યા રૂ બોળી વીછીના ડંખ ઉપર વારંવાર લગાડવું, અને વચ્ચે વચ્ચે જરા જરા દૂરથી દરદીને સુંઘાડવું. આથી દરદીના જ્ઞાનતંતુઓ સતેજ રહે અને તેથી તેની માનસિક અસર ઓછી થાય. સાથે

સાથે દરદીનું ધ્યાન આનંદમાં આવે એવી વાતો પણ કરવી જેથી તે વધુ આરામ અનુભવે. ઉપર દર્શાવેલ દવા ઝેરી છે. જેથી સંભાળપૂર્વક વાપરવી.

આટલું મારા અનુભવ પૂરતું છે, વધુ અભ્યાસ માટે નીચે દર્શાવેલ વિગતો મને જરૂરી જણાય છે તેનો ખુલાસો આપશોઃ

(૧) વીંછીઓની કુલ સત્તાવાર નોંધાએલી કેટલી જાતો થાય છે ?

(૨) વીંછીઓના જનન અવયવોની રચનાની સંપૂર્ણ માહીતી.

(૩) સામાન્ય માન્યતા પ્રમાણે 'મીઠું તેને ઇંડું' અને કાન તેને બચ્ચાં તો આ પ્રમાણે જોતાં વીંછીને કાન દેખાતા નથી છતાં તેને બચ્ચાં કેમ અવતરે છે અને ઇંડાં કેમ નહિ ?

(૪) એકી સાથે પુષ્કળ પ્રમાણમાં બચ્ચાં જન્મે એવી કયા પ્રકારની રચનાને લીધે હશે ?

(૫) વીંછી ને પેટના અવયવો પુરાં થતાં નીચે દર્શાવેલ આકૃતિવાળો અવયવ હોય છે. તેનું નામ ? તથા તેનો વીંછીને શું ઉપયોગ છે ?

મ્હારા અભ્યાસ મુજબ તે તેના તીવ્ર સ્પર્શેન્દ્રિય હોય તેમ લાગે છે. જેવી જેવી રીતે વંદા, કંસારીઓ, પોતાની મુંછોના સ્પર્શથી આગળ વધવાનો રસ્તો ચોક્ખો છે કે નહિ તે પારખે છે તેવી રીતે વીંછી પણ ઉપર નીચે ખાડા ટેકરા વીગેરે પર આગળ વધતાં તે ભાગ ઉંચો નીચો કરી કરી સ્પર્શ કરતો જ આગળ વધે છે. અને તેના પેટના અવયવો પીઠ કરતાં વધુ કોમળ હોય છે તદ્‌ઉપરાંત આ અવયવ પેટના અવયવ પૂર્ણ થતાં guard (રક્ષક)ની જેમ આવેલો હોય છે, જેથી ઉપર મુજબ તેનો ઉપયોગ હશે એમ મને લાગે છે. આ ઉપરાંત બીજો કોઈ ખાસ ઉપયોગ હોય તો પ્રકાશિત કરવા વિનંતિ છે આ અવયવ તેની ઇન્દ્રિય વૃત્તિના કાબુમાં હોય એમ લાગે છે.

અમદાવાદઃ તા. ૨૦-૧૦-૧૯૪૪ વિનોદ એમ. ભદ્રેશ

[ તમે કરેલાં અવલોકન ખૂબ રસભર્યાં અને વૈજ્ઞાનિક મહત્ત્વનાં છે. પ્રાણિમાત્રના જીવનવ્યવહારનું સાચું જ્ઞાન મેળવવાનો માત્ર આ જ રાજમાર્ગ છે. કીટકસૃષ્ટિના આદિકવિ ફાબ્રે વીંછી તેમજ અનેકવિધ કીટકસૃષ્ટિના જીવનવ્યવહારનાં અવલોકનદ્વારા અત્યંત મહત્ત્વની વીગતો એકઠી કરી હતી, તે તમે લીધેલ માર્ગે જ. તમને અભિનંદન.

હવે તમે માગેલી માહીતી આપું છું.

૧. જગદ્‌ભરના વીંછીઓની ૩૦૦ જેટલી જાતો (Species) વિજ્ઞાનના ચોપડે નોંધાઇ છે. એમનાં ૬ કુટુમ્બ છે. ભારતવર્ષના વીંછીઓનો એકમાત્ર પ્રમાણગ્રંથ પોકોક પ્રણીત 'એરેક્નીડા' બહુ વર્ષ ઉપર 'ફૉના' ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થયો હતો. એ અનુસાર ભારતીય વીંછીઓ ૮૫ જાતના ૫ કુટુમ્બોમાં વહેંચાયલા જણાવામાં આવ્યા છે. વધુ સંશોધનના પરિણામે એમાં બીજી વધુ જાતોનો ઉમેરો પણ થાય.

એ સર્વથા સંભવિત છે. તમારા પકડેલા વીંછી મોકલી આપશો તો એમનો વૈજ્ઞાનિક પરિચયનો પ્રબંધ કરાશે.

૨. આની ખાતરી જુદા પત્રદ્વારા આપું છું.

૩. તમે જણાવેલી લોકોક્તિનો 'વીંછી' અપવાદ છે, એ સાચું. વૈજ્ઞાનિકો પણ 'વીંછી' સંપૂર્ણ અંગવાળાં બચ્ચાંને જ જન્મ આપે છે, એવું દૃઢપણે માને છે પરંતુ ફાબ્રનો અનુભવ આથી જુદો છે. એના અનુભવ પ્રમાણે તો વીંછી પણ ઈંડાં મૂકે છે! આ વિષયને લગતો એનાં અવલોકનોમાંનો આવશ્યક ભાગ અહિં આપું છું. મારો આગ્રહ છે કે ફાબ્રની પેઠે તમે પણ હજુ વધુ ધ્યાનપૂર્વક વીંછીની સંતાનોત્પત્તિની ક્રિયાનું અવલોકન કર્યે જાઓ. કદાચ ફાબ્રના જેવું જડી પણ આવે. ફાબ્રના અભિપ્રાયો અમે તેટલા તરંગી મનાતા હશે પણ એનાં અવલોકનોને અવિશ્વસનીય ઠરાવવાની હિંમતવાળો વૈજ્ઞાનિક તો હજુ હવે જન્મશે.

આ અનુભવ વખતે ફાબ્ર ફ્રાન્સના લેન્ગ્વેડોકિયન જાતના વીંછીઓની પ્રણયલીલા અને પ્રજનનવિધિના અવલોકનમાં ગુંથાયેલો હતો. એમનાં સંવનન, એમના હાવભાવ, એમની પ્રણયપ્રવૃત્તિ, વગેરે જોવામાં દિવસો ગાળ્યા બાદ એક વખત પ્હેરોઢિયે વીંછીનાં પાંજરાં તપાસતાં ફાબ્રના જોવામાં કંઈ અવનવું જ આવ્યું. રાતમાં વીંયાયેલાં વીંછણનાં બચ્ચાં કેટલાંક એની પીઠ ઉપર સવાર થઈ બેઠાં હતાં ત્યારે કેટલાંક હજુ માના પેટ હેઠળ નિરાંતે હતાં. પછી એ કહે છે:—

"સળી વડે માદાને આઘી ખસેડતાં, આ હેઠે બેઠેલાં બચ્ચાંના ટગલાની વચ્ચે મારી નજરે એવા પદાર્થો ચડ્યા કે જેમણે આ વિષયમાં, પુસ્તકોએ મને આજ સુધીમાં જેટલું ભણાવ્યું હતું તે તમામ ઉપર પાણી ફેરવી દીધું. તહિરો કહે છે કે વીંછી જીવતાં બચ્ચાંને જન્મ આપે છે. પરંતુ આ વિદ્વત્તાભરી વાતમાં પૂરતી ચોકસાઈ નથી. આપણે જે ભાવસ્થા જાણીએ છીએ એની સાથોસાથ વીંછીનાં બચ્ચાં સૂર્યનાં દર્શન કરતાં નથી.

"અને આમ હોવું જ જોઈએ. લાંબા કરેલા નહોર, પસારેલા પગ અને સુવાંળી પુંછડીઓ માના પ્રજનનદ્વારમાંથી શી રીતે બહાર આવી શકે, એ બતાવશો? એ અલ્પપ્રમાણ સંકુચિત દ્વારમાંથી આ ભારે શરીરવાળું પ્રાણી બહાર નીકળી શકે જ નહિ. એને તો બચકારૂપે બંધાઈને અને ઓછામાં ઓછી જગા રોકે એવા રૂપમાં જ દુનિયામાં અવતરવું આવશ્યક છે.

"વસ્તુતઃ તો માદાના શરીર હેઠળ જડી આવેલા અવશેષોએ તો મને દેખાડ્યાં ઈંડાં સાચાં ઈંડાં, ગર્ભાવસ્થાના છેલ્લા દિવસોમાં ગર્ભાશયમાંથી જેવાં ઈંડાં કઢાવવામાં આવે છે, તેમને મળતાં કે લગભગ તેમના જેવા જ. કાળજીપૂર્વક, ગોઠવાયેલા ટાળા જેવડા કદમાં દબાવી પૂરાયેલા એ નાના બચ્ચાની પુંછડી એના પેટ ઉપર લાંબી પડેલી રહે છે, એના પંજા છાતી સાથે ચંપાયેલા હોય છે, એના પગ પડખાં સાથે દબાયેલા હોય છે, જેના પરિણામે એ નાનો, નાજુકતાથી સાફ જતો, લંબગોળ

સથરો એકે તરફ નાનામાં નાનાય ઢેકાવાળો રહેતો નથી. કપાળમાં અત્યંત ઘેરા કાળા રંગનાં ટપકાં એની આંખોની નીશાનીરૂપ છે. એ સૂક્ષ્મદેહી જંતુ સર્વાંગસંપૂર્ણ માર્દવતાની સુકોમળ ત્વચામાં સમાયેલા પારદર્શક પ્રવાહીના ટીંપામાં તરતું હોય છે, જે ટીપું તત્કાળ પૂરતું તો એની દુનિયા, એનું વાતાવરણ બની રહે છે.

"આ પદાર્થો સાચોસાચ ઈંડાં છે. લેન્ગ્વેડોશ્યન વીંછીના વસ્તારમાં આરંભમાં તો ૩૦ કે ૪૦ ઈંડાં હતાં. કાળા વીંછીનામાં સાવ આટલાં બધાં તો નહિ. સારી સુવાવડ પ્રસંગે ખૂબ મોડેથી આવ વચ્ચે હું આવ્યો છતાં અંત સમયે તો હું હાજર છું. પણ થોડુંક જે બચ્યું છે તે મારા સંતોષ ખાતર તો પૂરતું છે. હકીકતમાં તો વીંછી ઈંડાં મૂકનાર પ્રાણી છે. માત્ર એનાં ઈંડાં અત્યંત ત્વરાથી ફૂટે છે અને અલ્પવયસ્ક બચ્ચાંની મુક્તિ, ઈંડાં નીકળ્યા પછી, અત્યંત અલ્પકાળમાં થાય છે.

"હવે આ મુક્તિ શી રીતે થાય છે? એ જોવાનો અપૂર્વ પ્રસંગ મને સાંપડયો છે. માદા વીંછણને એના મોંના જડબાના અણીદાર છેડા વડે ઈંડાના આવરણથી ઈંડાને નાજુકપણે પકડતાં, એના પર કાપ મૂકતાં, એને ચીરી ઉખાડી નાખતાં અને ગળી જતા હું જોઉં છું. ગર્ભ ફરતી આવરણત્વચાને ખાતી વખતની ધીરીના અને બીલાડીના જેટલી ખંતભરી સંભાળ અને મમતાથી માદા વીંછણ એના તાજા જન્મેલા બચ્ચાને અનાવૃત્ત કરી નાખે છે. એણે વાપરેલા હથિયારની અણઘડતા છતાં એ મૃદુ અપક્વ માશપેશી ઉપર ન તો એકેય ઘસારો કે ન કાંઈ દબાણ પડે છે.

"મારું આશ્ચર્ય કેમે કર્યું ખૂટતું નથી.

"સનાતન આપણા પોતાના જેવી જ માતૃત્વની ક્રિયાદ્વારા વીંછીએ જીવતાં બચ્ચાંને જન્મ આપ્યો છે.

"કોલસાયુગની વનસ્પતિના પ્રાચીનતમ દિવસોમાં જ્યારે પ્રથમ વીંછી અસ્તિત્વમાં આવ્યા હતા તે વખતે સંતાનજન્મની મૃદુ લાગણીઓ તૈયાર થઈ રહી હતી. ઈંડું, સિરસ્થાયી બીજનું સમાનાર્થ ઈંડુ, જેનું સરીસૃપો અને મત્સ્યો ક્યારનાંય ધારણ કરી રહ્યાં હતાં, અને ભવિષ્યમાં પંખીઓ અને કીટકોની લગભગ સમગ્ર સૃષ્ટિ ધારણ કરવાની હતી, તે, ઉપલા વર્ગના પ્રાણીઓની જન્મકાલિન સજીવતાની ઉત્પાદક અમાપ માર્દવભરી ક્રિયાનું સમકાલિન હતું. બહારના જગતના પદાર્થોના સંઘર્ષણની મધ્યમાં એ જીવંબીજને સેવવામાં આવતું નહતું; એ ક્રિયા તો માતાના ઉદરમાં જ સમાપ્ત કરવામાં આવતી હતી,

"જીવનનો ઉત્ક્રાન્તિમયો વિકાસ ક્રમિક શ્રેણીઓ—સાધારણમાંથી સારાં, સારામાંથી સર્વોત્તમ—ને અનુસરતો નથી. એતો ઠેકે ને ભૂસકે આગળ ધપે છે: કોઈમાં પ્રગતિમય, કોઈમાં પશ્ચાદ્ગામી. મહાસાગરને એનાં ભરતી અને ઓટ હોય છે. જીવન-પેલો અપર મહાસાગર: પાણીના

મહાસાગર કરતાં ય વધુ અગાધ—ને પણ એનાં ભરતી ઓટ હોય છે. એમાં ભીનાં વધુ થશે કે કેમ? થશે એમ તો કોણ કહી શકે? અને નહિ થાય એ પણ કોણ કહી શકે?

"ફરી જો ગર્ભના આવરણ એના ઓડથી ઉખાડી લીધા પછી એને ગળી જઈને સહાય ન કરતી હત તો લવાર્ે એના શરીર ફરતાં લપેટેલાં કપડાંમાંથી એની જાતને છૂટી કરવામાં કદી સફળ થયું નહત. એ જ પ્રમાણે બાળક વીંછી એની જનનીની સહાય માગે છે. મારા જોવામાં કેટલાંક એવાં પણ આવે છે કે જે ચીકણારસમા સપડાયેલાં, ગર્ભાશયની અરઘીપરધી તૂટેલી કોથળીમા અસહાયપણે ફરતાં હોય છે અને એમની જાતને છૂટી કરવા અસમર્થ હોય છે. એમની મુક્તિની સંપૂર્ણતા અર્થે માતાના દાંતના સ્પર્શની જ એમને જરૂર હોય છે. કોથળીમાં કાપ મૂકવામાં એ અલ્પવયસ્ક બચ્ચું કાંઇ ભાગ ભજવતું હોય એ પણ શંકાસ્પદ છે. એની અશક્તિ, પેલી બીજી અશક્તિ—જનનાવરણ—ની આગળ કરાય ઉપયોગની નથી, જો કે આ આવરણ ડુંગળીના પડની અંતસ્ત્વચા જેવું નાજુક હોય છે છતાં.

"પીલાને એની ચાંચના છેડા ઉપર તે કાળ પૂરતી કડણાશ આવી જાય છે જેનો ઉપયોગ એ ઈંડાના કોટલાને કાણું કરવા ભાગવામાં કરે છે, જ્યારે જગા બચાવવાના હેતુથી ઓખાના દાણા જેવડા કદમાં દબાવી સમાવી દીધેલા વીંછીના બચ્ચાને તો બહારની મદદની વાટ જોતાં અસહાયદશામાં ઈંડામા જ ભરાઈ બેસી રહેવું પડે છે. એની જનનીને જ તમામ કરવાનું હોય છે. એ એટલી ધગશથી કામ કરે છે કે સંતાન જન્મનાં સહાયક અંગો સમૂળગા અદશ્ય થઈ જાય છે; એ હળવા પ્રવાહમાં બીજાંના ભેગાં થોડા અફળ ઈંડા પણ ખેંચાઈ જાય છે. હવે નકામાં બની ગયેલાં એ ચીથરામાંથી પાછળ કંઈ જ રહેતું નથી. તમામ માતાના જઠરમાં પાછું પહોંચી ગયું હોય છે; અને જમીન ઉપર જે સ્થાન ઈંડાની આધાર-ભૂમિ બન્યું હતું તેને પણ વાળીઝૂડીને તદ્દન સ્વચ્છ બનાવી દેવામાં આવેલું હોય છે.

"એથી જ આપણને બચ્ચા સરસ રીતે સાફ કરેલાં, છૂટાં અને ચોખા નજરે પડે છે. એમનો એ વખતનો વર્ણ શ્વેત હોય છે......જન્માંગ શૌચક્રિયા પરિપૂર્ણ થતાં જ પહેલું એક, પછી બીજું, એમ માતાની પીઠ ઉપર હળવે હળવે રજ પણ ઉતાવળ વિના માના પંજાની નીસરણીના આધારથી ચ્હડી બેસે છે...." (The Life and Love of the Insect માંથી)

—અને આવું તો બીજું કાંઇ ઘણું ય જોયું છે. બચ્ચાં ઊતરી ગયા પછી વીંછીની ખાલી પીઠ ઉપર જે ધોળી ખોલ તમે જોઇ એ તો પેલાં બચ્ચાંની પ્રથમ વખતની કાંચળીઓ—ઉતારી નાખેલાં ખોળીયાં—નો ઢગલો જ હતો.

૪. એક ફેરામાં વધારે બચ્ચાં જન્મવાનું કારણ એ જાતનાં પ્રાણીઓની 'ઓવરી' (Ovary)ની વિશિષ્ટ રચના છે. એને જરા વિસ્તારપૂર્વક તમને લખેલા પત્રમાં સમજાવી છે.

૫. 'કાંસકી' જેવા આ અવયવોને અંગરેજીમાં Pectines (Pectens) કહે છે. એના ઉપયોગ વિષે તદ્દન ઉલટું શંકિત છે. સેજ્વિક એને સ્પર્શજ્ઞાન સાથે સંબંધ ધરાવનાર માને છે. અન્ય વિદ્વાનો એને સંયોગકાળે નરમાદાનાં શરીર એક બીજાની સાથે ચોંટેલાં રહી શકે, તેના સાધનરૂપ ગણે છે.

આટલું તમારા પ્રશ્નોના જવાબમાં. છેવટે એક બે વાત. તમે 'વીછુડો' નામનું નક્ષત્ર જણાવો છો પણ તે નામનું કોઇ નક્ષત્ર છે નહિ. વીંછીના ઝેરના ઉપચાર વિષે 'પ્રકૃતિ' વર્ષ ૧ અંક ૨. ૩ માં છપાયેલા આ વિષયમાં મંડળના સભ્ય ડૉ. રણછોડરાય ભટ્ટના અનુભવ ધ્યાનમાં લેવા જેવા છે. — તંત્રી ]

### ૧૦ હજરત બોર

આ વર્ષની અખાત્રીજના દિવસે સિદ્ધપુરમાં મારા સ્નેહી બ્રહ્મચારી કિંકરાનંદજી સાથે ભૂવિદ્યાની વાત નિકળતા મેં અશ્મીભૂત એલચીના અવશેષોનો આપણી હાલની સાચી એલચી સાથેના અદ્ભુત સામ્યનો ઉલ્લેખ કર્યો, એ સાંભળી એમણે એમના ઔષધસંગ્રહમાંથી ખાંડેલા બોરના ઠળીયા ઘાટના એક વિશિષ્ટ જાતના પત્થરના નમૂના ખોબો ભરીને મારી આગળ મૂક્યા. દેખાવ અને આકારમાં સર્વાંશે એલચી જેવા. કદમાં માત્ર મોટી કાળી એલચી જેવડા ગોળાથી એક ઇંચના. જે અશ્મીભૂત એલચીને હું અત્યંત દુર્લભ માનતો હતો અને જેના સંશોધનમા આચાર્યપ્રવર સાહનીજી જેવા પુરાણવનસ્પતિવિદો રાચી રહ્યાનું જાણતો હતો તે વસ્તુને આમ સામાન્ય પદાર્થરૂપે ઢગલો થઇને મારી આગળ પડેલી જોતાં હું સહેજે ઉત્સાહહીન થયો. વળી બ્રહ્મચારીજીએ એમ પણ જણાવ્યું કે આ વસ્તુ તો અતિ સામાન્ય ઔષધ છે અને બજારમાં ગાંધીના ત્યાં 'હજરત બોર', 'હજરત યહુદ' કે 'પાથર બોર' ના નામે વેચાય છે અને એનું પ્રાપ્તિસ્થાન પંજાબ પેશાવરબાજુ છે, જ્યાં પહાડી ઓપ પર સેંકડો રખડતાં પડ્યાં હોય છે, ત્યારે તો હું વધુ નરમ બન્યો. હતાશપણે મેં એના થોડા નમૂના માગી લીધા અને વાત ફેરવી નાખી.

પરંતુ મારા મનમા વસવસો રહ્યો. એના જેવી સામાન્ય વસ્તુ માટે સાહનીજી જેવા આટલો ઉદ્યોગ તો ન જ કરે. એટલે ખાતરી કરવા મેં એનો એક નમૂનો ડૉ. બી. એ. સાહનીને અને એક નમૂનો કલકત્તા જીઓલોજીકલ સર્વેને મોકલી આપ્યો. યથાસમયે એ બંનેએ મારી ભૂલ ભાગી કે એ નમૂના એલચી જેવા દેખાય છે છતા અશ્મીભૂત એલચીના નથી પણ યુગોપૂર્વે થઇ ગયેલા દરીયાઇ શેળાના શરીર ઉપરના કાંટાના રૂપાન્તર (Fossil), અશ્મીભૂત અવશેષો છે. એ પ્રાણીનું ગોત્ર Cidaris, કુટુંબ Cidaridae, વર્ગ Cidaroidea, વંશ Echinoidea અને વિભાગ Echinodermata. ભૂમિશાસ્ત્રમાં એની ક્ષેત્રમર્યાદા ટ્રાયસથી અર્વાચીન યુગ પર્યંતની છે.

[ અનુસંધાન પૃષ્ઠ ૧૧૨ ઉપર ]

## વેણીલાલ બુચ

**દેહોત્સર્ગ : રાજકોટ, પોષ સુદિ ૯, ૨૦૦૨, શનિવાર**

મંડળના સભ્ય ભાઈ વેણીલાલ બુચના અકાળ અવસાનની નોંધ લેતાં અત્યંત દુઃખ થાય છે. એમનો જન્મ જામનગરમાં થયો હતો. જાતે એ નાગર હતા. વિલ્સન કૉલેજમાંથી રસાયનવિદ્યામાં બી. એ. થઈને આરંભમાં એ સૌરાષ્ટ્રના તંત્રી મંડળમાં જોડાયા હતા. ત્યાંથી એ નવજીવન છાપખાનામાં આવ્યા હતા અને સ્વામિ આનંદની દોરવણી હેઠળ કાર્યાલયનો સમગ્ર ભાર એમણે ઉપાડી લીધો હતો.



ગુજરાત સમાચારના સૌજન્યથી

લોકસેવાનું શિક્ષણ એમણે સ્વ. મણીલાલ કોઠારી પાસેથી લીધું હતુ. છેલ્લા પંદર વર્ષથી એમની તમામ પ્રવૃત્તિઓનું કેન્દ્ર વીરમગામ તાલુકો હતો. સાચા લોકસેવકને છાજતી નમ્રતા, કાર્યપરાયણતા અને નિરીહતા એમના રુવેરુવે ઘર કરી રહ્યા હતા. સદૈવ કર્મરત હોવા છતા વેણીભાઈનો સાહિત્યોપાસનાનો નાદ છૂટયો નહતો. એ સાહિત્યભક્તિએ એમને ગુ. પ્ર. મંડળની પ્રવૃત્તિમા રસ લેતા કર્યા અને અત્યંત નિષ્કિંચનાવસ્થામા પણ સભ્ય થવા પ્રેર્યા. મૌનકાર્યપરતા એમનો જીવનમંત્ર હતો. એટલે અગ્રણીપદ માટે એમને કદીય બુભુક્ષા નહતી. 'ગાંધીજીના આદર્શ લોકસેવકની મૂર્તિસમા વેણીભાઈના કરૂણ અવસાનથી ગુજરાતે અને મહાસભાએ અવ્યાજ મનોહર ચારિત્રશીલ લોકસેવક અને ગુ. પ્ર. મંડળે પરમહિતૈષી બન્ધુ ગમાવ્યો છે.' હ.

## વિષયસૂચી



આ અંકની કિંમત : રૂ ૧-૮-૦

